# શિષ્ટ અને સંસ્કારી સાહિત્ય

## સમર ભૂમિ

મશહૂર મરાઠી વાર્તાલેખક
પ્રો. ના. સી. ફડકેની
જીવનસંગ્રામમાં ઝૂઝતાં શીખવતી
દાંડીકૂચના ઐતિહાસિક દિવસો-
ની દિલચસ્પ રાષ્ટ્રિય નવલકથા

ઉઠાવદાર રૂપરંગ : રૂા. ૨–૮–૦



## પ્રારબ્ધના પાસા

માનવીની મેલી મુરાદો નહિ પણ
માલીકની મરજી જ આખરે પ્રબળ
પૂરવાર થાય છે એમ સાબીત
કરતી રોમાંચક અને રહસ્ય ભરપૂર
સનસનાટીભરી સામાજીક વાર્તા

સુંદર ગેટઅપ : રૂા. ૪–૮–૦



## વર વહુ અને

"ત્યાગ એ પ્રેમમંદિરનો પાયો છે;
ભોગ એ તે મંદિરનો કળશ છે."
આવી શ્રેયઃ અને પ્રેમઃની ફીલસુફી
સમજાવતી મરાઠીના શ્રેષ્ઠ વાર્તા-
કાર શ્રી. ખાંડેકરની નવલકથાનું
પ્રવાહી ગુજરાતી રૂપાંતર

દ્વિરંગી જેકેટ : રૂા. ૩–૦–૦



## ધૂઘવતાં પૂર

વિદ્વાન વિવેચકોએ એકી અવાજે
વખાણેલી અને વાચકજગતે વધાવી
લીધેલી શ્રી. ચુનીલાલ મડિયાની
ચિત્રમય શૈલીની સત્તાવીસ
લાક્ષણિક વાર્તાઓનો સંગ્રહ શ્રી.
રસિકલાલ પરીખના આમુખ સાથે

૩૬૮ પાનાં : રૂા. ૪–૮–૦



## મેંદીનાં પાન

શ્રી. અવિનાશ વ્યાસ કૃત
પ્રેક્ષકોની પ્રશંસા પામેલી
તખ્તાલાયક નવગીતનાટિકાઓ
મીરાંબાઈ • ભૂખ • પરાકાષ્ટા
સોનાનું ઝાંઝર • રાગલીલા
પરીક્ષા • કાળ ભૈરવ
વૈષ્ણવ જન • આમ્રપાલી

સુંદર સુશોભનો : રૂા. ૨–૮–૦

## પ્રવીણ સાગર

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આદિ
સકળ શાસ્ત્રોના સાર રૂપ જ્ઞાન
પ્રવીણ અને સાગરની પ્રેમકહાણી રૂપે
હૃદયંગમ રીતે અહીં રજુ થાય છે.
સરળ હિન્દી ટીકા સાથે
સંશોધિત નવી આવૃત્તિ
જુજ નકલો શીલીકમાં છે.

૧૨૫૦ પાનાં : રૂા. ૧૫–૦–૦

મોભનાં પાણી

પહેલીવાર : જૂન ૧૯૪૭

●



●

: મુદ્રક :
ધીરૂભાઈ દલાલ
એસોશીએટેડ એડવર્ટાઈઝર્સ
એન્ડ પ્રિન્ટર્સ લિમિટેડ
૫૦૫, આર્થર રોડ, તારદેવ
મુંબઈ ૭

●

: પ્રકાશક :
પરમસુખ પંડયા
એન. એમ. ત્રિપાઠી લિ૦
પ્રિન્સેસ સ્ટ્રીટ,
મુંબઈ ૨

●

કવર ડિઝાઈન
રૂપરંગી—અમદાવાદ





સ્વ. બાબુરાવ દેસાઈને

સાંતાક્રુઝ
૧-૬-૪૭

નંદકુમાર પાઠક

"Art, however, offers us, not only an escape from life but an escape into life, and the first escape is of importance, only if it leads to the second."

—Robert Lynd.



# ૧

એ ગામને ઝાંપે વડનું એક વિશાળ ઝાડ હતું. ગામના લોકો કહેતા કે એ ઝાડ વર્ષો જૂનું હતું. એનું મૂળ થડ તો શોધ્યુંય જડે એમ ન હતું, કારણ કે કેટલીય વડવાઈઓ થડના જેવી જાડી બની ગઈ હતી, તો કેટલીક અસ્થિર યુવાનની જેમ અધ્ધર ટિંગાઈ રહી હતી.

એ ઝાડને જોતાં વિશાળ સમૃદ્ધ કુટુંબનો ખ્યાલ આવે. કોઈ યુદ્ધપ્રેમીને, જાણે સૈનાપતી ડેરાતંબૂ નાખી પડ્યો હોય એમ પણ લાગે.

જાતજાતનાં અને ભાતભાતનાં પંખીઓ અહીં વિસામો લેવા રાતે આવતાં અને પહો ફાટતાં પેટનો ખાડો પૂરવા પાંખોને હવામાં તરતી મૂકી દેતાં. કોઈ કોઈ વખત વડની ડાળીએ બેસી કોયલ પણ વસંતની છડી પૂકારી જતી તો કોઈ વખત મધરાતની નીરવતામાં ઘુવડનો 'ઘૂ ઘૂ ઘૂ' કે 'મૂ...ઓ' 'મૂ...ઓ' શબ્દો એ નીરવતા પર ભયંકરતાના ઓળા પાથરી દેતા. પણ રાતદિવસ એને અડ્ડો બનાવીને તો વાગોળો જ પડી રહેતી અને અને ઊંધે માથે લટકી, પોતાના ચિત્રવિચિત્ર અવાજે વડને જીવન્ત બનાવી મૂકતી.

અનેક લોકવાયકાઓએ એ ઝાડને વિશિષ્ટ વ્યક્તિત્વ આપ્યું હતું. કહેવાતું કે એની આસપાસ રાતે ડાકણો રાસડા લેતી. કહેવાતું કે વર્ષો પહેલાં ધાડપાડુઓની ટોળીઓ વડમાં ભરાઈ રહેતી, જતા આવતાને લૂંટતી અને લાગ મળતાં ગામ પર ધાડ પણ પાડતી. ગામમાં કોઈ નવોસવો માણસ આવ્યો હોય તો વડની અનેક રીતે ઓળખાણ અપાતી અને એના ભૂતકાળના ઇતિહાસમાં હરેક વખતે નવાં નવાં પાનાંનો ઉમેરો થતો.

એ વડ ન હતો; ગામની એક પ્રખર વ્યક્તિ હતી. ગામનું એ અવિભાજ્ય અંગ હતો. એના પાને પાને તવારીખ આલેખાએલી હતી. ભૂતકાળને એ સાચવી રાખતો, વર્તમાનને ઉછેરતો અને ભવિષ્યને આવકારવા ઉત્સુક રહેતો.

એની નજર સામે ગામનાં કેટલાંય કુટુંબો ખેદાનમેદાન થઈ ગયાં હતાં. એની નજર સામે, ગામની નદીના ગાંડાપૂરે, ઘરની કતારો ને કતારોને ખેંચી લીધી હતી.

એણે જૂની પેઢીને વિલાતી જોઈ હતી, નવી પેઢીનો ઉદય જોયો હતો, જૂની અને નવી પેઢીનું ઘર્ષણ જોયું હતું. બળદના ગળે બાંધેલા ઘૂઘરાનો રણકાર એણે ઝીલ્યો હતો તો રેલગાડીની સિસોટી પણ એણે સાંભળી હતી. જતા આવતાને તડકા છાંયડી આપતો અને પોતે પણ સમયની તડકી છાંયડી અનુભવતો એ અડીખમ ઊભો હતો.

ભળભાંખરું થવા આવ્યું હતું. ઊગતા પ્રભાતની રંગપગલીઓ ઓસરતી રાતના અંધારજલમાં છબછબિયાં કરી રહી હતી.

એક જુવાન ઝડપી કદમ ઉઠાવતો વડના ઝાડ તરફ આવી રહ્યો હતો. પંખીઓના અવાજથી વડ ગાજી રહ્યો હતો. કેટલાંક પંખીઓ દિનભરના ચારા માટે ઊડી રહ્યાં હતાં.

વડની નીચે આવી એ જુવાન ઊભો રહ્યો. પવનનો એક ઝપાટો આવ્યો અને વડનાં અસંખ્ય પાનાં એ જુવાન ઉપર અને તેની આસપાસ ખરી પડ્યાં—જાણે નવો જમાનો જૂના વિચારોને ખંખેરી નાખતો ન હોય!

પંખીઓના અવાજો એ સાંભળતો નહતો—કશું જાણે જોતો નહતો. વડના ઝાડથી થોડેક દૂર આવેલ એક ઘર તરફ જ એ જોઈ રહ્યો હતો. થોડી વાર ઊભા રહી પાછું એણે ચાલવા માંડ્યું. પાછો એ ઊભો રહ્યો; છેલ્લી નજર નાખી—જાણે પાછો કદીયે આવવાનો ન હોય; સદાને માટે એ સ્થળને, ઘરને, ઘરના માણસોને મળવા માગતો ન હોય, સ્મૃતિપટમાંથી ખંખેરી નાખવા માગતો હોય—તેમ છેલ્લી શૂન્ય છતાં સભર નજર નાખી એ ચાલતો થયો.

જેમ જેમ અજવાળું થતું ગયું તેમ તેમ એના પગ ઝડપથી ઊપડવા લાગ્યા.

એ ચાલતો નહતો પણ કોઈ પ્રચંડ સંકલ્પબળ એને પાછળથી ધક્કા મારી રહ્યું હતું. એની આંખમાં ભાવાવેશ હતો, ગાંડપણ હતું, ઝનૂન હતું. સાપ કાંચળી ઉતારી નાંખે એમ જૂનવાણી જગતને એ ઉતારી દેવા માગતો હતો.

આજને એ ગઈકાલ બનાવવા નહોતો માગતો; આવતી કાલને એ આજ બનાવવા નહોતો માગતો.

નવો જમાનો એને પડકારી રહ્યો હતો. એને ખબર ન હતી કે જમાનો તો જાદુગર જેવો છે—બતાવે કંઈ અને હોય કંઈ!

એ રેલ્વે-સ્ટેશને આવ્યો ત્યારે ગાડી આવવાને અર્ધો કલાકની વાર હતી. કોઈ બીજા સમયે આ અર્ધો કલાકને એણે વધાવી લીધો હોત, પાસેના કૂવામાંથી પાણી કઢાવ્યું હોત, મોઢું ધોયું હોત, ઝાડ નીચે વિસામો લીધો હોત, પણ આજે આ અર્ધો કલાક એને અકારો લાગ્યો. અસ્વસ્થ મનોદશામાં એ આમતેમ આંટા મારવા લાગ્યો. એના મગજમાં વિચારોની કરચલીઓ પડી ગઈ હતી. ઘડીમાં ઘડીઆળને જોવા લાગ્યો તો ઘડીમાં ધરતીની છાતી પર પડેલા લોખંડના પાટા પર, પહોંચે ત્યાં સુધી નજર નાખવા લાગ્યો. અર્ધો કલાક પૂરો થવા આવ્યો પણ ગાડીનો પત્તો નહિ લાગતાં એની ધીરજ ખૂટી ગઈ અને સ્ટેશનમાસ્તર પાસે જઈ પૂછ્યું :

'માસ્તર સાહેબ, ગાડીનો વખત થઈ ગયો પણ હજી આવી નહિ તે મોડી તો નથી ને?'

અસ્વસ્થ મનોદશામાં પૂછાયલા પ્રશ્નનો સ્વસ્થપણે જવાબ આપતાં માસ્તરની ઉત્સુકવૃત્તિએ પાંખો ફફડાવી:

'ક્યાં જવું છે?'

'અરે એ લપ છોડોને માસ્તરસાહેબ. ગાડી કેટલી મોડી છે એ જણાવોને?'

પણ માસ્તર આવા પ્રશ્નોથી ટેવાઈ ગએલો હોય, કે પછી માનસશાસ્ત્રનો અભ્યાસી જીવડો હોય, કે પછી वसुधैव कुटुंबकम्‌માં માનનારો આધ્યાત્મવાદી હોય, કે પછી આમજનતાનો સંપર્ક સાધવાની ધગશ ધરાવતો સામ્યવાદી હોય–પણ જવાબમાં એના મગજે બન્ને હાથોને બન્ને કાન પર જવાની આજ્ઞા કરી, બન્ને હાથોએ કાને દોરીથી બાંધેલા ચશ્માંને નાકથી અલગ કર્યાં, એક હાથમાં ચશ્માં પકડી રાખી, અગસ્ત્યના વાયદાની જેમ ધોબીની રાહ જોઈ રહેલ રૂમાલને બીજા હાથવતી ખિસ્સામાંથી બહાર કાઢ્યો, ચશ્માં સાફ કર્યાં, નાક સાફ કર્યું અને ચશ્માંને ચીવટથી નાકના 'પેનોરમા પૉઈન્ટ'પર ગોઠવી દાંડીને બદલે દોરીને ધીમે ધીમે કાને વિંટાળતાં બોલ્યો:

'શો મિજાજ છે!'

આટલી બધી ક્રિયા પછી ઉચ્ચારયલા આવા મિતાક્ષરી અને નિસ્પૃહી જવાબથી પેલા જુવાનનો પિત્તો ઊછળી આવ્યો.

'ગાડી કેટલી મોડી છે એ જણાવવું એ તમારી ફરજ છે.'

માસ્તર આ વાક્યથી ખરેખર ખીજવાઈ ગયો.

'સાહેબ, ફરજ બરજની વાત જવા દો' અને ધૂંધવાતાં ધૂંધવાતાં બીજાને ટિકિટ આપી ચલાવ્યું:

'કાલે ઊઠીને તમે કહેશો કે તમારી મુસાફરીના પૈસા મારે આપવા એય મારી ફરજ છે!'

આ માસ્તર સાથે કેવી રીતે આગળ વાતચીત કરવી એની પેલા યુવાનને કંઈ સમજ પડી નહિ. એની સામે ગુસ્સો કરવામાં પણ કંઈ ફાયદો નથી એમ એને સમજાઈ ગયું. આવાં નાનાં રેલ્વેસ્ટેશનોએ, માસ્તરોની આવી જોહુકમી અને બેજવાબદાર વલણ નવીન નથી, એવો તો એને ઘણીય વાર પરિચય થયો હતો પણ આ વખતે આવા પ્રસંગ માટે એ તૈયાર ન હતો. એટલામાં એક નોકર માસ્તર આગળ ચહા લાવીને ઊભો રહેતાં, માસ્તરના મોઢા પર પ્રસન્નતાની અને સંતોષની રેખાઓ તરી આવી અને યુવાનના કાને શબ્દો અથડાયા:

'સાહેબ, આ પહેલાંના સ્ટેશનેથી ગાડી ઊપડી ગઈ છે. પંદરેક મિનિટમાં હવે આવી પહોંચશે' અને પોતાની જાત સાથે જાણે વાત કરતો હોય એમ માસ્તર બબડ્યો:

"સાલ્લુ, વ્યસનનું કામ જ એવું છે. માણસને માણસાઈ ભુલાવી દે."



## ૨

સરસિજ કમળાશંકરનો એકનો એક દીકરો. કમળાશંકર જૂનવાણી માનસ ધરાવતા; પણ જમાનાને ઓળખવો જોઈએ એમ ધારી એમણે દેવું કરીને પણ સરસિજને મુંબઈ મોકલ્યો અને પોતાના એક ઓળખીતાને ત્યાં મૂકયો. આ જમાનામાં દરેક માણસે કાયદો તો જાણવો જ જોઈએ એવો આગ્રહ કમળાશંકર ધરાવતા એટલે સરસિજને પણ કાયદાનું જ્ઞાન આપ્યું. સરસિજ શરૂઆતનાં વર્ષો દરમિયાન ઓળખીતાને ત્યાં રહ્યો પણ પછી એક જુદી ઓરડી રાખી પોતાના એક મિત્ર સાથે રહેવા લાગ્યો.

જેમ જેમ આગળ ભણતો ગયો તેમ તેમ આધુનિક જમાનાના સુધારક વિચારના વંટોળમાં તે ફૂંદડી ફરતો થઈ ગયો. એક બે વાર અભ્યાસ મૂકી દઈ, કૉંગ્રેસ ચળવળમાં ભાગ લીધો, જેલમાં ગયો, છૂટયો અને પાછો અભ્યાસ શરૂ કર્યો. વખત જતાં કૉંગ્રેસમાંથી એની શ્રદ્ધા ઊઠી ગઈ, અને ધીમે ધીમે સમાજવાદી, સામ્યવાદી, ક્રાંતિવાદી વગેરે વાઘા પહેરતાં પહેરતાં અત્યારે એ એવી ભૂમિકા પર આવી પહોંચ્યો હતો કે એ પોતાને કોઈ પણ

ચોક્કસ 'વાદ'ના વાડામાં પૂરી શકે એમ નહતો. કમળાશંકરને એના વિચારો કેમેય કરી ગળે ઊતરતા નહિ અને પિતાપુત્ર વચ્ચે દિવસે દિવસે અંતર વધતું જતું. અત્યારે પણ બન્ને વચ્ચે ખટરાગ ચાલુ જ હતો. સરસિજે પોતાની પત્નીને ઘેર બોલાવવાની ઘસીને ના પાડી હતી અને જણાવ્યું હતું કે નાનપણમાં કરેલાં એ લગ્ન એને માન્ય નથી. એને લાગ્યું કે ગામડાની એવી અસંસ્કારી છોકરી સાથે એ સફળ લગ્નજીવન ગાળી શકે એમ નથી. આ વખતે એ હંમેશની જેમ ઉનાળાની રજા ભોગવવા ઘેર આવ્યો હતો પણ એને એકાએક ઘર છોડવું પડ્યું. ઘર છોડવા માટે એના મનથી સંગીન કારણો હતાં. એણે ઘર છોડ્યું એને આગલે દિવસે જ એના સાસરેથી કાગળ આવ્યો હતો અને એમાં જણાવવામાં આવ્યું હતું કે 'સરસિજની સાથે કસ્તુરીનાં લગ્ન કર્યે ઘણો વખત થઈ ગયો છે અને હવે સરસિજે અભ્યાસ પણ પૂરો કર્યો છે; છતાં પણ તમારા તરફથી કોઈ તેડવા આવતું નથી એટલે અમે જાતે જ તમારે ત્યાં આવી કસ્તુરીને મૂકી જઈશું.' આ કાગળે કમળાશંકરના ઘરમાં ઘમસાણુ ઊભું કર્યું, અને પિતાપુત્ર વચ્ચે ગંભીર ટપાટપી થઈ. આમાંથી બહાર નીકળવાનો રસ્તો કોઈ નથી એમ સરસિજને લાગ્યું અને એની હાજરીમાં જ કસ્તુરી સાથે એનાં સગાંવહાલાં આવી પહોંચ્યાં તો પછી મામલો સંભાળી લેવામાં મુશ્કેલી પડશે એમ માની જે દિવસે એને કમળાશંકર સાથે બોલાચાલી થઈ તે જ રાતે એણે નિર્ણય કરી લીધો અને વહેલી સવારે કોઈને કહ્યા કર્યા વગર મુંબઈનો રસ્તો લીધો.

પહેલાં તો કમળાશંકરે માન્યું કે કંઈ આમતેમ ગામમાં ગયો હશે. સવારમાં કેટલીક વખત એ ફરવા પણ જતો એટલે એમણે ધાર્યું કે સવારમાં લટાર મારવા ગયો હશે. પણ જ્યારે વખત જતાં એ જણાયો નહિ ત્યારે એમના કાળજામાં ફાળ પડી અને સરસિજને ગમે તેવા શબ્દો કહેવા માટે મનમાં પસ્તાવા લાગ્યા. એમને થયું કે છોકરાએ કૂવો હવાડો તો નહિ પૂર્યો હોય! પણ તુરત જ બીજો વિચાર આવ્યો; 'ભણેલો ગણેલો છોકરો એવું કરે તો નહિ.' 'કમળાશંકર આમ વિચારના મણકા ફેરવી રહ્યા હતા

એટલામાં કસ્તુરીને લઈને એના મામા આવી પહોંચ્યા. કસ્તુરીનો મામો લાભશંકર જેવો ઘરને ઓટલે ચઢ્યો કે તુરત જ એણે કસ્તુરીને બારણા તરફ ધકેલી અને બોલ્યો :

'આ તમારી વહુ. અમારે ને એને કંઈ લેવાદેવા નથી. એનાં માબાપ મને સોંપીને મરી પરવાર્યાં, અને મારે માથે ચિંતાનું ઝાડ ઉગાડતાં ગયાં. ઉછેરી, મોટી કરી, પરણાવી. હવે એને માટે હું જવાબદાર નથી.' એમ કહી પાટ પર બેસી લાભશંકરે માથેથી પાઘડી ઉતારી, ખેસ કાઢી કપાળનો પરસેવો લૂંછ્યો અને ગરમીને હઠાવવા ખેસનો છેડો હવામાં ફેરવવા લાગ્યો. 'તમને લાજશરમ નથી, અમને તો છે' પાછો બબડ્યો. અને ઝીણી આંખોને ચકરવકર આમતેમ ફેરવવા લાગ્યો. કમળાશંકર મામલો સમજી ગયો. લાભશંકરની આંખો સરસિજને શોધી રહી હતી. જે પળને ટાળવા એ અત્યાર સુધી મથામણ કરી રહ્યો હતો એ પળનો ગાળો એના ગળે વિંટળાઈ રહ્યો હતો. એણે સ્વસ્થતાથી જવાબ આપવાનો પ્રયત્ન કર્યો : 'લાભશંકર, આમ આકળા શું થઈ જાવ છો ? જરા વિસામો લો; બધું ઠીક થઇ જશે' એમ કહી ઘરવાળાંને પાણીનો લોટો લાવવાની હાક મારી. કસ્તુરી તરફ આડકતરી નજર કરવા જતા હતા ત્યાં તો જીવકોર આવી પહોંચી અને બોલી 'ઓહો, લાભશંકરભાઈ' અને કસ્તુરી તરફ ફરી બોલી, 'આવો વહુ બેટા, ઘરમાં આવો. આ તો તમારું ઘર છે. આ કંઈ પારકું નથી.'

'પારકું ઘર નથી એટલેસ્તો અમારે આટલાં વરસ સુધી એને રોટલાપાણી ખવડાવવાં પડયાં' લાભશંકર તડૂકી ઊઠ્યો અને આગળ વધ્યો :

'સરસિજ ક્યાં છે ? સાંભળ્યું છે કે એ હમણાં અહીંઆં છે.'

આ પ્રશ્ન સાંભળી કમળાશંકરના તો મોતિયા જ મરી ગયા અને શો જવાબ આપવો એના ગૂંચવાડામાં પડી ગયા; પણ જીવકોર જમાનાની ખાધેલી હતી. એ કમળાશંકરની વહારે ચઢી:

'સરસિજનું શું કામ છે? અમે વાઘ જેવાં બેઠાં છીએ પછી સરસિજનું શું કામ છે?'

'વાઘ જેવાં' એ શબ્દો ભયંકર તિરસ્કારમાં બોલી લાભશંકર ઘૃણા-ભર્યું હસ્યો અને હાસ્યને અંતે પાછો બોલ્યો, 'વાઘ જેવાં!'

જીવકોર આથી નાસીપાસ ન થઈ અને બોલી :

'સરસિજને આજે એકદમ મુંબઈ જવાનું થયું. એય બિચારો શું કરે? ગઈ કાલે જ કાગળ આવ્યો. તમારો કાગળ આવ્યો તે પછી તો એને રહેવાનું ઘણુંય મન હતું પણ એ જેને ત્યાં રહેતો'તો એ મુંબઈમાં માંદો પડી ગયો અને એને તાબડતોબ જવું પડ્યું.'

'રહેવા દો રહેવા દો એ બધી વાતો હવે. બનાવટ તે સાલી ક્યાં સુધી? તમે જ એને રવાના કરી દીધો છે. શું જોઈને મોઢું બતાવે! વહુને ઘેર બોલાવી, કમાઈ રોટલા ખવડાવવાનું કાંડામાં જોર નહોતું તો ચોરીમાં એનો હાથ શું કરવા ઝાલ્યો'તો? છોકરીનો ભવ બગાડવા હવે બેઠાં છો તે!'

'લાભશંકર, આમ છેક છેલ્લે પાટલે જઈ શું બેસો છો?' કમળાશંકર વચ્ચે પડ્યા, 'હું બેઠો છું ત્યાં સુધી કસ્તુરીને શું થવાનું છે? હું જોઉં છું, એનો વાળ વાંકો કોણ કરી શકે એમ છે? આજે નહિ તો કાલે સરસિજને ઠેકાણે આવ્યા વગર છૂટકો છે? કાલે ઊઠીને ગદ્ધાપચ્ચીસી પૂરી થઈ જશે અને હું નહિ હોઉં ત્યારે જવાબદારી તો માથે લેવી જ પડશે ને?'

'લીધી લીધી હવે. તમારી હયાતીમાં તમારો દીકરો ઠેકાણે ના આવ્યો તો તમારા ગયા પછી એ શું સુધરવાનો હતો? તમારી બે આંખની શરમ છે ત્યાં સુધી ઠીક, બાકી તમારા પછી નાતનો એક માણસ તમારે ઓટલે પગ નહિ મૂકે પગ. આજે અમે આવવાના હતા એ વાતની તમને ખબર નહતી? એને આજનો દા'ડો રોકી રાખ્યો હોત તો ખુલાસાથી હું વાત તો કરત? એની બી.એ. ફી.એ.ની ડિગ્રીને ઘડીના છઠ્ઠા ભાગમાં

ખંખેરી નાખત અને જોત કે છોકરીને રાખવાની એ કુવીક ના પાડે છે. પણ ઘરમાં તમારું ચલણ જ ક્યાં છે? આના કરતાં અફીણ લો, અફીણ કમળાશંકર, અને આપઘાત કરો આપઘાત.'

'જુઓ લાભશંકર, બહુ બોલવામાં સાર નથી' કમળાશંકર રાતોપીળો થઈ ગયો. અને કાબૂ ગુમાવી બેઠા. જીવકોરે જોયું કે મામલો હાથથી જતો હતો એટલે ઝટ કરતીને એ કમળાશંકર તરફ ફરી અને હાથનો લ્હેકો કરી તડૂકી:

'તમેય શું આમ બોલ્યા કરો છો? લાભશંકરભાઈ શું ખોટું કહે છે? વાંક વળી આપણા દીકરાનો ને આપણે એમને શું કરવા ઠપકો આપવો જોઈએ?' અને લાભશંકર ભણી ફરી બોલી, 'તમે એમના કહેવા સામું ના જોશો. હું છું ત્યાં સુધી ઘરની માલિક હું છું. કોઈનું કંઈ ચાલવાનું નથી. લો કપડાં ઉતારો, નાહી લો. થાક લાગ્યો હશે. રસોઈ તૈયાર થઈ જવા આવી છે.'

'મારે અહીંનું અન્ન શીવનિર્માલ્ય છે. હું તો કસ્તુરીને મૂકવા આવ્યો હતો અને હવે આ ચાલ્યો.'

'અરે એવું તો ચાલે? સમજુ માણસ થઈ આમ શું કરો છો? આ તે કંઈ રીત કહેવાય? ઘરને આંગણે આવેલા આમ ભૂખે પેટે જવાય? એમાં અમારી શોભા શી?' જીવકોરે કહ્યું.

'શોભા!' પાછો લાભશંકર તિરસ્કારભર્યું હસ્યો. 'શોભાની વાત કરવા નીકળ્યાં છો! આટલા વરસ સુધી અમારે પરણેલી છોકરીને રોટલા ખવડાવવા પડ્યા અને એને લઈને આવ્યા ત્યારે છોકરાને નસાડી મૂકયો એમાં કોની શોભા? અમારી કે તમારી? હરામ છે મારે અહીંની એક પણ વસ્તુ. જેણે મારે આંતરડી કકળાવી એને ત્યાં જમું?' અને કસ્તુરી તરફ આંગળી ચીંધી બોલ્યો 'આ છોકરીનું ભવિષ રઝળતું કરી નાખ્યું એને ત્યાં પાણીનો ઘૂંટડો હવે પીઉ? કદી નહિ, કદી નહિ' એમ કહી લાભશંકર ઊભો થઈ ગયો અને કસ્તુરી પાસે જઈ માથે હાથ મૂકી બોલ્યો:

'બેટા કસ્તુરી, હું જાઉં છું. આજથી આ તારું ઘર. તું જાણે ને તારું નસીબ જાણે. ભગવાન તારું ભલું કરે' એમ કહી ખભે ખેસ નાખી, માથે પાઘડી મૂકી અને કમળાશંકરની વિસ્મયતા વચ્ચે, જીવકોરની આજીજી વચ્ચે અને કસ્તુરીના લોચનમાંથી ખળખળ વહી રહેતી આંસુઓની ધારા વચ્ચે લાભશંકર ઘર છોડી સડસડાટ ચાલ્યો ગયો.



## ૩

'કેમ આમ વહેલો ? હજી તો તું અઠવાડિયા પછી આવવાનો હતો.' સરસિજને જોતાં એના મિત્ર હરિતે પૂછ્યું.

'તારા વગર ગમ્યું નહિ' સરસિજે ટૂંકો જવાબ આપ્યો.

'મારે લીધે તું કંઈ વહેલો આવે એમ નથી. હશે કંઈ લફરું !' કૉલેજમાં ભણતો દરેક યુવાન પ્રેમી હોય છે એવી સામાન્ય માન્યતા પોતે નહિ ધરાવતો હોવા છતાંયે બોલ્યો.

'એવું કંઈ નથી. થયું, કે ઘેર પડી રહું એના કરતાં અહીં વહેલો આવી નોકરીની શોધ કરું તો ઠીક. એમ.એ., એલએલ.બી. થઈ કંઈ પેટનો ખાડો પુરાવાનો છે ?'

'તે તું અત્યારથી નોકરીની ચિન્તામાં પડ્યો છે ?'

'ભાઈ, તું તો પૈસાપાત્ર માણસ રહ્યો એટલે તારી જેમ મારાથી અચોક્કસ મુદ્દત સુધી ફરતા ફરાય નહિ. મારે તો હવે નોકરી શોધી જ કાઢવી પડશે.'

'અચ્છા, જેવી તારી મરજી; પણ સરસિજ, રહેવાનું તો મારી સાથે જ રાખજે. ભાભીને બોલાવે તોયે રહેવાનું તો અહીંઆં જ રાખજે. આપણાથી એકલા નહિ રહેવાય.'

'ભાભી' શબ્દે સરસિજને બેચેન બનાવી દીધો.

થોડી વાર ઓરડીમાં શાંત રહી. પણ સરસિજે એ શાંતિમાં પણ 'ભાભી' શબ્દનો પડઘો સાંભળ્યો.

'ભાભીનાં તને બહુ સ્વપ્નાં આવે છે. ભાભી કેવી ને વાત કેવી! હજી જિંદગીનું ઠેકાણું નથી ત્યાં વળી એ લફરું ક્યાંથી વળગાડીએ?'

સરસિજે બિલકુલ નિસ્પૃહતાથી જણાવ્યું અને ઉમેર્યું: 'બન્ને સાથે તો રહીશું જ. આપણને તો હવે બીજા કોઈ સાથે ફાવે એમ નથી.'

'બસ, તો એના જેવું એકેય નહિ' એમ કહી વાતચીત દરમિયાન કપડાં પહેરી તૈયાર થઈ ગયેલ હરિતે ચાલવા માંડ્યું. પણ પાછો ફરી બોલ્યો: 'ગામથી એક ભાઈ આવ્યા છે એને મળવા જાઉં છું. તું લૉજમાં જમી આવજે.'

હરિતના ગયા પછી સરસિજે પહેલું કામ ઘેર કાગળ લખી નાખવાનું કર્યું અને જણાવી દીધું કે અહીં કોઈને આવવાની જરૂર નથી, કારણ કે મુંબઈ છોડી એ બીજે સ્થળે જતો રહેવાનો છે, અને ઘેર પાછો આવવાનો નથી. કાગળ લખ્યા પછી એ પડી રહ્યો. એને માનસિક અને શારીરિક થાક લાગ્યો હતો. કસ્તુરીને લઈ આવેલાં સગાંએ ઘેર શી ધમાલ કરી હશે, વગેરે વિચારો એનું મગજ કોરી ખાવા લાગ્યા. એને લાગ્યું કે એના જીવનનો આ એક ગંભીર પલ્ટો સમાજના વ્યવહારને, રીતરિવાજોને, સૈકાંઓથી ચાલી આવતી પ્રણાલિકાઓને પડકાર રૂપ હતો. હવે પાછું ડગ ભરવાનો પ્રશ્ન જ નહોતો. કાયર બને હવે પાલવે એમ નહતું. આવા અનેક વિચારો એના મગજમાં આવવા લાગ્યા અને આમતેમ ફરી, ભમરી પાછી પોતાના ઘર ઉપર જ ગણગણાટ ચાલુ રાખે એમ એના એજ વિચારો મગજમાં ગણગણવા લાગ્યા. પાછા બીજી દિશામાં વહેવા લાગ્યા. માબાપની વૃદ્ધાવસ્થાનો ખ્યાલ આવ્યો. એમના જીવનની વણસંતોષાએલી ઇચ્છાઓ એની નજર આગળ ધ્રૂજી રહી.

કસ્તુરીના ભાવિજીવનની રંગબેરંગી અભિલાષાઓ એની નજર આગળ નાચવા લાગી. વર્ષો પહેલાં, કોઈ પ્રસંગે જોયેલો એનો બાળચહેરો સામે આવ્યો. એ કોડિલી કન્યા અને અત્યારની મુગ્ધ કસ્તુરી વચ્ચે સરખામણી થઈ. ચોમાસામાં ભર્યાં ભર્યાં ખેતરો લ્હેરીઆં લે એમ કસ્તુરીનું લ્હેરીઆં લેતું જોબન કલ્પવા એણે પ્રયાસો કર્યાં, પણ બધું નિરર્થક હતું. કસ્તુરીની ફીકીમાં ડોકિયાં કરતા કોડને એણે ધૂંદી નાખ્યા હતા, એના જીવને થતા રમણીય અજંપાને એણે ટૂંપી નાખ્યા હતા. હૃદયની અજ્ઞાત મીઠી મૂંઝવણોને એણે ડામી દીધી હતી. ભાવિ પતિની આષાઢી વાદળીને વરસતી જોવા એ હૈયામાં આશાઓનું વાવેતર કરી આવી હશે.–પણ એ વાવેતરને એણે વણસાવી દીધું હતું. ઘેર આવી એણે શું જોયું હશે! આ છેલ્લો વિચાર મગજ સાથે અથડાતાં વીંછી ડંખ મારે ને ઝાટકો લાગે એમ એને ઝાટકો વાગ્યો. ઊંઘવાનો પ્રયાસ કર્યો–નિષ્ફળ ગયો. વાંચવા પુસ્તક હાથમાં લીધું–મન ચોંટયું નહિ. ઓરડીમાં આમતેમ ફરવા લાગ્યો–ફેર આવવા લાગ્યા, ચગડોળે ચઢેલા ચિત્તને ખીલે બાંધવા ફાંફાં મારવા લાગ્યો. એક વાર બંધ તોડી ધસેલું પાણી ચોગરદમ ફેલાઈ જાય એમ એની વિચારધારાઓ નિરંકૂશ બની ગમે ત્યાં વહેવા લાગી.

'કસ્તુરી, માતાપિતાનાં ઘરને મ્હેંકાવી રહી છે એમ મારા જીવનને મ્હેંકાવી દીધું હોત તો! પણ મેં એને અવસર જ ક્યાં આપ્યો છે! એના જીવનને મેં કેવું વેરણછેરણ કરી નાંખ્યું છે? એની અત્યારે સમાજમાં સ્થિતિ શી? સૌભાગ્યવતી? ત્યકતા? વિધવા?' અને વિધવા શબ્દ બોલાઈ ગયા પછી એની માનસિક ક્રિયાઓ જાણે એકાએક બંધ થઈ ગઈ. અને એની શૂન્ય આંખો કસ્તુરીની છબીને જુદા જુદા વેશમાં જોઈ રહી. એને લાગ્યું કે એના મગજના તંતુઓ તૂટી જશે; એ બેભાન બની જશે પણ વિચારની કડી ત્યાં જ તૂટી ગઈ.

'કસ્તુરીનું ગમે તે થાય. બે ચાર છોકરીઓની આવી કરુણ દશા થશે ત્યારે જ સમાજની આંખો ઉઘડશે. સમાજને દાખલો મળશે. છોકરા-છોકરીઓનાં માબાપો આવું પગલું ભરતાં પહેલાં હજાર વાર વિચાર કરશે.

અને પરિણામ તો સારું જ આવશે. કસ્તુરી, મને માફ કર. મારા આ સંકલ્પમાં કેટલાંય ભાવિ નવજુવાનોની મુક્તિનાં અજવાળાં મને દેખાય છે. તારા જીવનવિનાશમાંથી કેટલાંય યુવકયુવતીઓના નવજીવનના અંકુરો ફૂટતા જોઉં છું. કસ્તુરી, તું પિતા પાસે સુખી થઈશ.'

'–પણ પિતાનું શું ?'

'વૃદ્ધાવસ્થા તરફ ડગ ભરી રહેલ પિતાના માર્ગમાં મેં કેવી શૂળો પાથરી છે ? એમની હયાતી પછી કસ્તુરીનું કોણ? હું ? ખરો–નહિ. મારે ને કસ્તુરીને શું ? પણ પિતાએ એક અજાણી, અસંસ્કારી છોકરી સાથે નાનપણમાં મારાં લગ્ન કેમ કરી નાખ્યાં ? સંયુક્ત કુટુંબમાં વડીલની સરમુખત્યારી કેટલી બધી ભીષણ હોય છે ? અને એની નજર સામે માનવજાતિની તવારીખનાં પાનાં એક પછી એક ફરતાં ગયાં. રખડતો રઝળતો માનવી !

'એક સ્થળેથી બીજે સ્થળે, અન્નજળની શોધમાં ભટકતો માનવી!

એ રખડુ માનવીએ સ્થાયીજીવન શરૂ કર્યું !

જરૂરિયાત અને બીકને લીધે· કુટુંબ ઊભું કર્યું !

કુટુંબનો એ વડો બન્યો !

કુટુંબને પોષવા સમાજ સર્જ્યો !

સમાજનું રખોપુ કરવા જ્ઞાતિઓની કાંટાળી વાડ ઊભી કરી !

જ્ઞાતીઓને જીવન્ત રાખવા ધારાધોરણોની માત્રાઓ આપવા માંડી !

બળીઆના બે ભાગ એ સિદ્ધાન્ત જન્મ્યો !

દેશો ઊભા થયા !

સલ્તનતો પ્રગટી !

'અને એ સત્તાની બેધારી તલવાર પર માનવી નાચવા લાગ્યો ! એ રખડુ માનવી ક્યાં અને સત્તાના ડામાડોળ સિંહાસન પર વિરાજતો માનવી ક્યાં ! પ્રકૃતિને પારણે ઝૂલતો માનવી ક્યાં અને પોકળ સંસ્કૃતિની પકડમાં

ક્ષણભર આનંદ અનુભવતો માનવી ક્યાં! કુટુંબનો વડીલ કહે તે કરવું પડે! સમાજના આગેવાનોનો પડતો બોલ ઝીલવો પડે! દેશના સત્તાધારીઓ હસાવે તો હસવું પડે! રડાવે તો રડવું પડે! જ્યાં જુઓ ત્યાં એ જ. સંજોગોના ચોકઠામાંથી આકાર લેતી સત્તા અને એ સત્તાના અમલમાંથી જન્મતો ઘમંડી આત્મસંતોષ!

'પિતાનો શો વાંક! પિતા તો આ અનંત સાંકળની એક કડી છે! એમને શી રીતે સમજાવું? ગઈકાલને આજનો દિવસ કેવી રીતે બનાવું? અમારી બેની વચ્ચે પડેલી પેઢીની દીવાલને કેવી રીતે તોડી શકું? પાછો જાઉં? પગે પડું? ક્ષમા માગું? જિંદગીના આખરી દિવસોમાં ઝેર રેડવા તૈયાર થયો છું, પણ શા માટે? કોના માટે?'

આપણે કેટલીક વખત વિચાર કરતા નથી, વિચાર કરતા હોઈએ એવો માત્ર આપણને ભાસ થાય છે. સરસિજનાં મગજની સ્થિતિ પણ કંઈક આવી જ હતી. તે બબડ્યો:

'કાયર, કાયર! આ પ્રશ્નો જ કાયરતામાંથી ઊઠ્યા છે. માનવીએ પરિસ્થિતિ સામે ટક્કર ઝીલવી જોઈએ. લાગણીઓને નાથવી જોઈએ. લાગણીઓ એટલે જ દંભ. આ દંભે જ અત્યારના યુવકનું સત્યાનાશ વાળ્યું છે. એ દંભનાં મૂળિયાં મારે ઊખેડી નાખવાં જોઈએ. મારે લઢવું જોઈએ—જૂના જમાના સામે મારે લઢવું જોઈએ. હું લઢીશ—ઝઝૂમીશ—મોતની આખરી પળ સુધી—પાછો નહિ પડું, નહિ પડું-કદી નહિ પડું'—અને એની નસોમાં ગરમાગરમ લોહી વહેવા લાગ્યું અને જાણે ધસીને—નસોને તોડીને—બહાર આવતું રહેશે એની બીક લાગવા માંડી. બે હાથમાં માથું રાખી એ કેટલીય વાર સુધી બેસી જ રહ્યો.



## ૪

'કવિએ ગુજરાત સમક્ષ, જગત સમક્ષ, સ્ત્રીપુરુષની વિલાસવૃત્તિ સમક્ષ એક અપૂર્વ ભાવનાની રજૂઆત કરી છે. કૌમાર્યભાવનાનું કેવું ભવ્ય અને રમણીય દર્શન!' પ્રોફેસર મુકુલ કૉલેજના વર્ગમાં, કવિવર નાનાલાલની લગ્નભાવનાની વિદ્વત્તાપૂર્વક અને રસિકતાપૂર્વક છણાવટ કરી રહ્યા હતા.

એક સુન્દર અને સુઘડ રેસ્ટોરાંના ફેમીલી-રૂમમાં એક યુવક અને યુવતી વાતચીતમાં ગૂંથાઈ ગયાં હતાં.

'અલકા, કૌમાર્યજીવનમાં માણેલો પ્રેમ, પરિણીત જીવનથી કેટલો પવિત્ર, કેટલો ઉન્નત હોય છે?" યુવક બોલી રહ્યો હતો.

'પરિણીત જીવનમાં પ્રેમ જ ક્યારે હોય છે? પ્રણાલિકાપૂજન હોય છે' અલકાએ જવાબ આપ્યો.

'અલકાની ઉંમર થઈ. ઉકરડાને અને છોકરીને વધતા વાર કેટલી? એનાં હવે લગ્ન કરી નાખવાં જોઈએ.'

'કરી નાખવાં જોઈએ એ તો હુંય સમજું છું, પણ કોઈ પણ લાયક મુરતિયો મળવો જોઈએ ને?" અલકાના માબાપ અલકાના લગ્નની ચિંતામાં પડ્યાં હતાં.

'જયા–જયંતના સંબંધમાં દેહની ગંધ સરખી પણ નથી' પ્રોફેસર પ્રશ્નને આધ્યાત્મિક દૃષ્ટિએ ચર્ચી રહ્યા હતા.

'કેટલો દૂર બેઠો છે; જાણે કોઈ ખાઈ જવાનું હોય ને! અલકાએ ખોટો છણકો કરતાં કહ્યું.

'અલકા જેવી છોકરી માટે ગમે તેવો કંઈ છોકરો ચાલે?"

'લગ્ન કે ધર્મ?
'કામ કે સ્નેહ?
'સંસાર કે સેવા?
'એ દ્વંદ્વો ખડાં છે સન્મુખ'

'એક સ્ત્રી અને પુરુષની કામવાસનાને ઉછેરવા, પોષવા, ફૂલીફાલી કરવા સમાજે કાયદાની ઊભી કરેલી વાડ તે લગ્ન. એમાં મૂંઝાવાનું શું છે?' યુવક અલકાને લગ્નમીમાંસાનાં વર્તમાન સૂત્રો સમજાવી રહ્યો હતો.

'આખી જિંદગી કાઢવાની. એમ કંઈ લાકડે માંકડું વળગાડાય?' અલકાના પિતા લગ્નજીવનની ગંભીરતા તરફ આંગળી ચીંધી રહ્યા હતા.

'જયા–જયંતની કથા એટલે આત્માની કથા.' પ્રોફેસર મસ્ત બની બોલે જતા હતા.

'તારો હાથ આટલો બધો ઠંડો કેમ છે?'

'પણ અલકાની ઉંમરનો કંઈ વિચાર કરવો જોઈએ કે નહિ?'

'ગોરસ લેઈ લેઈ પીજો,
હો ગોપિકાની ગોરસી ભરેલી'

ભાવનાની કેટલી મોહક કવિત્વમય રજૂઆત!

'હાથ ભલે ઠંડો હોય અલકા, હૈયું ઠંડું નથી.'

'આજનો જમાનો કેવો! જુવાનજોધ છોકરી કુંવારી ફર્યાં કરે તો લોકો વાતો કેવી કરે!'

'સૂના આ સરોવરે આવો,
હો, રાજહંસ સૂના આ સરોવરે—'

પ્રોફેસર અવતરણોની રમઝટ બોલાવી રહ્યા હતા.

'તું નથી મળતો ત્યારે કેટલું સૂનું લાગે છે? સારું થયું કે આજે કૉલેજમાંથી ગાપચી મારી. તું નથી મળતો ત્યારે હૃદયની જાગેલી લહરીઓ આપમેળે શમી જાય છે.'

'હું બધુંય સમજું છું. પણ એમ કંઈ આંધળિયાં થાય?' અલકાના પિતા બધુંય સમજતા હતા.

'જ્યહાં જ્યહાં આત્મા, ત્યહાં ત્યહાં શરીર'
'નથી એવું કોઈ બ્રહ્માંડમીમાંસાનુ ન્યાયસૂત્ર'

'એ બધી દૈવી પ્રેમની વાત જવા દે અલકા. હું તને ચાહું છું આત્મા ખાતર નહિ, કારણ કે એને હું જોઈ શકતો નથી. તારા છલકાઇ જતા યૌવનને હુલાવી રહેલ આ શરીરને હું ચાહું છું, કારણ કે હું સગી આંખે જોઈ શકું છું. સ્પર્શી શકું છું–સ્પર્શી આનંદ અનુભવી શકું છું.'

'રહેવા દો, રહેવા દો હવે બધું. છોકરીને બહુ ભણતર આપ્યું. આટલી ભણાવી ત્યારે ને હવે હાયવરાળ કરવી પડે છે.' અલકાની માએ ખરું કારણ રજૂ કર્યું.

'કામે નથી જીત્યો પ્રેમનો ગઢ.'

'પ્રેમનું કમળ કામવાસનાના કિચ્ચડમાં જન્મે છે, અલકા.'

'ભણતર કંઈ ફોગટ જવાનું છે?'

'પણ ફોગટ તો નથી ને
આપણી જીવનલીલા'

પ્રોફેસર, જયા–જયંતની આત્મનિરીક્ષણવૃત્તિ પર ભાર દઈ રહ્યા હતા.

'જિંદગી તો ચાર દિવસનું ચાંદરણું છે. મજા કરી એટલી ખરી.'

'હશે; ભણતરનાં વર્ષો કાઢ્યાં એટલાં હવે ક્યાં કાઢવાં છે?'

'જયા–જયંતનો સંબંધ એ ભાવનાનાં અશક્ય ઉડ્ડયનો નથી.'

'ક્યારે મળીશ પાછી?'

પુત્રીની ચિંતામાં પિતાએ પેઢી પર જવા ઘર છોડયું.

તાળીઓના ગડગડાટ વચ્ચે પ્રોફેસરે કૉલેજનો હૉલ છોડ્યો.

એકબીજાના ઉછળતા હૈયાના ચંપાતા ધબકારા વચ્ચે બન્ને પ્રેમીઓએ રેસ્ટોરાંનો ફેમીલી–રૂમ છોડ્યો.



# ૫

'પણ તને ક્યાંથી ખબર પડી કે સરસિજ મુંબઈ જ ગયો છે?' કમળાશંકર જીવકોરને પૂછી રહ્યા હતા.

'એમાં વળી ખબર શી પડવાની હતી? બીજે ક્યાં એ જવાનો હતો? એ તો તમારું નાક રાખવા મેં લાભશંકરને એવી વાત કરી. ભગવાનનું કરવું તે વળી સાચું પડ્યું. મારા મનમાં, આસપાસનાં ગામની વાત કરીશ તો પાછો અહીં અઠ્ઠવારકાં કરશે. એટલે સીધું મુંબઈનું જ નામ દીધું.'

'તું પણ ખરી!' પોતાની બૈરી પર પ્રસન્ન થઈ કમળાશંકરે ઉદ્ગાર કાઢ્યા અને બોલ્યા 'પણ સરસિજનું શું? એણે તો કાગળમાં જણાવી દીધું છે કે હવે એ પાછો આવવાનો નથી.'

'અરે કંઈ ઘેર આવ્યા વગર કોઈનોય છૂટકો થયો છે? અને ના આવે તો તમે મુંબઈ જઈ આવજો.'

'એ આ જિંદગીમાં હવે બનનાર નથી. એને તેડવા જાય એ બીજા–આ કમળાશંકર નહિ. એણે નાતમાં મારું નાક કાપી નાખ્યું. એનું મોઢું જોવા હું માગતો નથી.' કમળાશંકરનો ક્રોધી સ્વભાવ લાગ જોઈ ફૂંફાડા મારી ઊઠ્યો.

'પણ આ કસ્તુરીનો કંઈ વિચાર કર્યો કે નહિ ?'

'કર્યાં ! હવે વિચાર ને ફિચાર શા કરવાના છે? જે થવાનું હશે તે થશે. વિચાર કરે વળવાનુંય શું છે ?'

'તમે તો જારે વાત કરીએ તારે આવો જ જવાબ આપો છો. તમને મરદને આવી બાબતમાં લાંબી પહોંચ જ નહિ.'

'પણ તારે હું શું કરું? હું તો થાક્યો હવે રોજ આની આ વાતથી.' કંટાળીને કમળાશંકરે જવાબ આપ્યો અને કામનું બહાનું કાઢી બહાર જવાની તૈયારી કરવા લાગ્યા.

'તે કાં જાવ છો?'

'જરા પુરાણીના ફળીઆમાં જઈ આવું.'

'રોજ રોજ તાં શું દાટ્યું છે તે જાવ છો? સાંભળો, આવો તારે તાંદલિયાની ભાજી લેતા આવજો.'

'હા, બરાબર વાત કરી' કંઈક સંભારતા હોય એમ કમળાશંકરે કહ્યું.

'બરાબર જ છે ને! વૈદ્યે દવા કરવાનું કહ્યું છે તેય ક્યાં યાદ રહે છે? રોજ રાતે ભાજી ખાવાની કહી છે પણ કોને પડી છે! મારા જ કરમના ભોગ લાગ્યા છે' અને ગુસ્સામાં કે પછી આદતના જોરે કપાળે ટપલી મારી જીવકોરે રસોડા તરફ ચાલવા માંડ્યું.



૬

હુજીય ગામડાના કૂવાનું કે નદીના ઘાટનું મહત્વ, ગામડાના ચોરા જેટલું જ છે. માથે બેડું લઈ પાણી ભરવા જતી ગામની દીકરીઓ અને વહુઓ, અહીંઆં જીભને મારેલાં તાળાં ખોલી નાખે છે, અને અનેક જણનાં જીવનનાં પાનાં બહાર આણી વહેંચે છે. વહેળી ઉલેચતાં ઉલેચતાં, કે નીતરેલી વહેળીમાંથી બેડામાં પાણી ભરતાં ભરતાં, કે માથે બેડું મૂકી ઘેર આવતાં આવતાં ગામનો અને ગામના રહેવાસીઓનો ઇતિહાસ લખાય છે અને ભુંસાય છે. સવારના પહોરમાં ઘરનું કામકાજ આટોપી લઈ કસ્તુરી રોજ વહેલી વહેલી પાણી ભરી આવતી. આજે જરા મોડું થઈ ગયું અને બેડાને આંબલી દઈ ઊટકી રહી હતી એટલામાં તો જમનાબહેન આવી પહોંચ્યાં. એમના પછી નર્મદાબહેનનાં પગલાં સંભળાયાં અને જોતજોતામાં સરખે સરખી ચારપાંચ જણીઓનું ટોળું થઈ ગયું.

'કેમ અલિ કસ્તુરી, મુંબઈથી કંઈ ખબર આવ્યા કે ?' જમનાએ લાગ જોઈ ચલાવ્યું.

'અને આવ્યા હોય તોય તને બધું કહેવાતું હશે, કેમ ?' નર્મદાએ હેતુસર ટોળ કર્યો.

'હવે શું ખબર આવવાના છે ? આવવાના હોય તો અતાર લગી આવી જાય ના ?' શાંતાએ ટહુકો કર્યો.

કસ્તુરી સમજી ગઈ કે આજે એ બરાબર ફસાઈ ગઈ હતી. બોલવાની જરાય ઇચ્છા ન હતી છતાંય એનાથી બોલાઈ ગયું: 'આવશે, મુંબઈ તે કંઈ અહીં પડ્યું છે ?'

'હાસ્તો. કહે છે કે આપણા ગામથી મુંબઈ જવું હોય તો બે રાત અને બે દા'ડા થાય' જમનાએ એનું જ્ઞાન જણાવ્યું.

'અરે ચાર દા'ડા ને ચાર રાત. પેલા ગોરધન શેઠનો દીકરો માણેક ગયો'તો તે વાત કરતો'તો. સાંભળ્યું નો'તું ? નર્મદાએ અધુરો રહેલો જ્ઞાનનો ભંડાર ખુલ્લો મૂકી દીધો.

'પણ કાગળપત્તર તો લખેને ! બાપડી કસ્તુરીનુ જીવતર તો બગાડ્યું ને !' શાંતાએ ઉપરછલ્લી સહાનુભૂતિ બતાવી, અને કસ્તુરી પાસેથી વાત કઢાવવાની જાળ બિછાવવા માંડી.

'એમાં વળી જીવતર બગાડવાનું શું ? લોકો ભણવા કે નોકરી કરવા પરદેશ જતા નથી ? નોકરીનું ઠેકાણું પડશે એટલે કાગળ લખશે' કસ્તુરીએ જવાબ આપ્યો.

'ખરી વાત છે. આશા અમ્મર છે' નર્મદાએ લહેકો કરી કટાક્ષમાં કહ્યું અને ઉમેર્યું: 'એટલા મોટા શહેરમાં માંદાસાજા થઈએ તોય આપણું કોણ ? એ તો બધું સારું હોય તાં લગી ઠીક.'

'અરે, મુંબઈમાં તો ઘણુય મળી રહે. આપણા ગોરધન શેઠનો દીકરો માણેક તો કહેતો'તો કે આપણે અહીં છોકરીઓનો તોટો છે. તાં તો પૈસો કાઢો એટલે જોઈએ એટલી છોકરીઓ' જમનાએ કહ્યું.

'બેડામાં પાણી રેડતાં રેડતાં શાંતાએ સૂર પૂર્યો: 'હેં કસ્તુરી, આપણા સરસિજભાઈ એવું તો કંઈ નથી કરી બેઠાને? શહેરની છોકરીઓથી તો બા પરભુ તોબાહ. એવી બટકબોલી હોય જમના, એવી બટકબોલી હોય, કે પુરુષને જોતજોતામાં નરમઘેંશ જેવો કરી નાખે.'

કસ્તુરી નીચું માથું રાખી, બેડું ધોઈ રહી હતી. બોલવાનું ઘણુંય મન થતું હતું પણ એણે મનને સંયમને ખીલે બાંધી દીધું હતું.

'હશે બેન, આપણે શું? ભેંશનાં શીંગડાં ભેંશને ભારે'–જમનાએ નર્મદા તરફ સૂચક નજર નાખી કહ્યું.

'હાસ્તો, જમના, આતો કસ્તુરી માટે આપણને લાગે એટલે બોલાઈ જવાય' નર્મદાએ ખુલાસો કર્યો.

'બીજું કંઈ નહિ નર્મદા, જમાનો બદલઈ ગયો ને? કસ્તુરી બાપડી જાણે કે સરસિજ મુંબઈમાં નોકરીની શોધમાં છે અને મુંબઈમાં વળી થતું હોય બીજું જ કંઈ' શાંતાએ આગળ વધવા માંડ્યું.

આ વાક્ય સાંભળી કસ્તુરીનું લોહી ગરમ થયું; બોલી: 'એટલે, શાંતા, તું કહેવા શું માગે છે?'

'બેનબા તો ભોળાં બ્રહ્મા જેવાં છે. આપણા સરસિજભાઈએ ઘરમાં બીજી નહિ વ્હાલી હોય એ કોણ જાણે છે?' શાંતાએ જાણીબૂઝીને વાત ખુલ્લી કરી.

'હશે, એમાં તમારું શું લુંટાઈ જાય છે? લે વળી, બોલતી નથી તારે માથે છાણાં થાપવા બધી નીકળી પડી છો તે વળી.'

'લે મોટી સતવાદી ના જોઈ હોય તો. તારા ભલા માટે કહીએ છીએ તારે વળી સામે દાંતિયાં કરે છે.' શાંતા ભભડી ઊઠી 'તું જાણે ને તારો પરણેતર જાણે. અમારે શું? કેમ જમના બોલતી નથી? આતો એની આંખ ખોલવા બે બોલ કહ્યા એમાં તો બેનબા ચઢી વાગ્યાં.'

'હળાહળ કળજુગ બેઠો છે જમના, કાંણુાને કાંણું ના કહેવાય. આજકાલની આ છોકરી, ધાણીના દાણા ફૂટે એમ તડતડ જવાબ શું આપે છે? તે દા'ડે ગામના પટેલના છોકરા સાથે મરકમરક થઈને વાતો કરતી હતી તે આખું ગામ જાણે છે.' વાત આગળ વધતી હતી. આ છેલ્લા વાક્યે કસ્તુરીના હૃદય પર કારીઘા કર્યો. તે કશું બોલી શકી નહિ. ઝટપટ બેડું માથે મૂકી ઘર તરફ એણે ચાલવા માંડ્યું. એનું હૃદય વલોવાઈ રહ્યું હતું. એની આંખો રડુ રડુ થઈ ગઈ પણ આંખમાંથી એકેય ટીપું પડ્યું નહિ. તે માંડમાંડ ચાલીને ઘેર આવી અને પાણિયારે બેડું મૂકી રડી પડી. આંસુ ખાળવા માટે ઘણાયે પ્રયાસ કર્યા પણ જેમજેમ રડવાનું બંધ કરવાની કોશિષ કરતી ગઈ તેમતેમ એનાથી ડૂસકે ને ડૂસકે વધુ રોવાઈ ગયું: રસોડામાંથી જીવકોર દોડી આવી અને તડૂકી:

'શું થયું? રડે છે કેમ? કંઈ વાગ્યું કે શું?' કસ્તુરીએ જવાબ આપ્યો નહિ એટલે જીવકોરે આગળ ચલાવ્યું:

'શંખણી, જીભડો તો બોલ! થયું છે શું? પડી ગઈ?'

'કંઈ થયું નથી' કસ્તુરીએ મહામહેનતે જવાબ આપ્યો.

'તારે પછી મારા નામની પોક શાની મૂકે છે? રોજરોજ આ બધાં નાટકચેટક મને ગમતાં નથી. આડોશી પાડોશી જાણે કે સાસુ, બિચારી વહુ પાસે જાણે કેટલુંય કામ કરાવતી હશે! મારા છોકરાએ મારો જીવ લીધો. હવે બાકી રહ્યો હોય તો તું લે.'

'મારે કોઈનો જીવ લેવો નથી. એમનો શું કરવા વાંક કાઢો છો? હું તો મારા નસીબ પર રડું છું.'

'તે હવે વલોપાત કરે શું વળવાનું છે? નેવે આવેલાં પાણી તે કંઈ મોભે ચઢતાં હશે? તારું નસીબ ફૂટેલું. એમાં અમે શું કરીએ? જારથી ઘરમાં પગ મૂક્યો છે તારથી અમારા જીવને જંપવારો નથી. એટલું બધું હોય તો જાવ મુંબઈ, ને શોધી કાઢો. પણ રોજરોજ મારાથી આ ઢોંગ ધતિંગ જોવાતાં નથી. લોકોમાં વાતો થાય છે વાતો.'

'એમાં હું શું કરું?'

'હું શું કરું?' જીવકોરે બે હાથના લહેકા કરી ચાળા પાડ્યા અને ચલાવ્યું: 'તારાં પગલાં જ ચૂડેલનાં છે. ઘરનું સત્યાનાશ વાળ્યું' અને બેડા સામે જોઈ જોરથી ઘાંટો પાડ્યો: 'આ બેડા સામે તો જો. તારા કપાળ જેવું કાળું મેશ. વાડકી ભરીને આંબલી લઈ ગઈ તે તારી કઈ હગલીને આપી દીધી? તારા કરતાં આટલી ઉમ્મરે મારા કાંડામાં વધારે જોર છે. ખઈખઈ ને માતેલો સાંઢ થવામાં જ સમજી છે. તારાથી કામ ના થાય તો મને કહે, હું કરીશ. મારા હજી કંઈ હાથપગ ભાગ્યા નથી. પણ આવું માથા ઊતરતું કામ ના કરીશ.'

વાત આગળ વધત પણ એટલામાં કમળાશંકર આવી પહોંચ્યા. આ તો હવે રોજની વાત થઈ ગઈ હતી એટલે કમળાશંકર પણ કંટાળી ગયા હતા. તોય દર વખતે એ વચ્ચે પડતા અને બન્નેને છોડાવતા. આ વખતે પણ એ જીવકોરનો હાથ પકડી રસોડા તરફ ખેંચી ગયા અને કસ્તુરીને બીજા કામમાં ચિત પરોવવાની સૂચના કરી. જાતે મુંબઈ જઈ, સરસિજને મળવાના કમળાશંકરે ઘણા ઉધામા કર્યા હતા પણ સરસિજનું મોં પણ નહિ જોવાનો એમણે કરેલો નિર્ણય વચ્ચે આવતો અને એ અટકી જતા. અને એ વિચાર ધીમે ધીમે દઢ પણ થતો ગયો. જીવકોરથી દબાઈ ગએલા એટલે એને એ વધુ કહી શકતા નહિ. પણ કસ્તુરી તરફ સહાનુભૂતિ ભરેલું વલણ એ રાખતા. દીકરો પરદેશ હતો, ઘરમાં જુવાનજોધ વહુ હતી એટલે ઉઘાડે છોગે એ વહુનો પક્ષ લઈ શકે નહિ એમ એમની વ્યવહારુ બુદ્ધિને લાગતું. છતાંય ઘણી વાર જીવકોરને તતડાવી નાખવાની એ હિંમત કરતા. જીવકોર ગામગપાટાથી દોરવાઈ જતી અને કંઈ ને કંઈ કારણ આગળ કરી કસ્તુરી સાથે ઝઘડતી. શરૂઆતમાં તો એણે કસ્તુરીને દીકરી જેવી રાખી, પણ જેમ જેમ દિવસો જતા ગયા તેમ તેમ એ લાગણી ઓછી થતી ગઈ. પોતે સાસુ છે, એ વહુ છે એ લાગણી મનમાં ડેરાતંબૂ નાખી પડી. વળી જીવકોરની તબિયત પણ ઠીક નહિ રહેતી એટલે એનો સ્વભાવ પણ ચિડિયો થઈ ગયો હતો. કમળાશંકર, આમ આખા કુટુંબને વેરણછેરણ

થતું જોઈ રહ્યા હતા, પણ સરસિજ પાછો આવશે, અને કસ્તુરીને લઈ જશે એ આશા કેમેય કરી એમના હૃદયમાંથી જતી નહિ. એમણે દેવું કરી એને ભણાવ્યો ગણાવ્યો, શિક્ષિત અને સંસ્કારી કર્યો તેનું આ પરિણામ? બધે શું આમ જ બનતું હશે? અત્યારની કેળવણી માણસની લાગણીઓને બુઠ્ઠી બનાવી દેતી હશે? કમળાશંકર વિચારને ચગડોળે આજે પણ ચક્કર ચક્કર ફરવા લાગ્યા.

આ બાજુ કસ્તુરી આજે ધૂંઆંપૂંઆં થઈ ગઈ હતી. ઘરનું બાકી રહેલું કામ જેમતેમ એણે આટોપી લીધું અને માથું હોળવા બેઠી. માથામાં જેમ જેમ કાંસકી ફેરવતી ગઈ તેમ તેમ અંદર શૂળ ભોંકાવા લાગ્યાં. એના મગજ પર કુહાડાના ઘા પડી રહ્યા હતા. એના હૃદય પર શંકાની ઉપરાછાપરી થપાટો વાગ્યા કરતી હતી અને મનમાં થતું હતું, 'સરસિજ કદાચ એને ન પણ ચાહતો હોય. માબાપનું એના પર ચલણ નથી એટલે એને પાછો બોલાવી શકાય એમ પણ નથી. એના પોતાના લખેલા કાગળના જવાબો પણ એણે આપ્યા નથી. અને પોતે તો લાજશરમ મૂકી મુંબઈ જઈ શકે એવી સ્થિતિમાં નહતી.' તેમાં વળી આજની વાતોથી તો એના મગજ પર ઘણી જ ખરાબ અસર થઈ. એને મનમાં લાગવા માંડ્યું, 'શું આખો જન્મારો મારે આવી રીતે જ વિતાવવાનો છે? ગમે તેવાં સાસુસસરા જીવે છે ત્યાં સુધી તો ઠીક–પણ પછી શું? મારું ઘરબાર કયું? ક્યાં? મારે આશરો કોનો?' આવા વિચારો કરતાં કરતાં એ આરસીમાં જોઈ રહી. ઠેઠ ઢીંચણ સુધી આવતી કાળી ભમ્મર લટ એ રોજ હોળતી–પણ કોના માટે? સૌભાગ્યનો ચાંલ્લો એ કરતી–પણ એ છેતરપિંડી નહતી? એ સૌભાગ્યવતી હતી ખરી? સૌભાગ્યનાં એ ચિહ્નો રાખી, સમાજની દૃષ્ટિએ સૌભાગ્યવતી દેખાવાનો એ પ્રયાસ એને હાસ્યાસ્પદ લાગ્યો. જમીન પર રહેલી આરસી એણે હાથમાં લીધી. આજે એ આટલી બધી રૂપાળી કેમ લાગતી હતી? અને તેમ છતાંય એ રૂપ કેમ એને ગમતું નહતું? આરસી તોડી નાખવાની ઘડીભર એને ઇચ્છા થઈ આવી. વાળની લટને પીંખી નાખવા એના હાથ ચળવળી રહ્યા. કપાળનો ચાંલ્લો ભૂંસી

નાખી, ડામ દેવાની પ્રબળ ઇચ્છા થઈ આવી, અને નિર્બળ અસહાય અવસ્થામાં એ પાછી રડી પડી. આંખમાંથી ખરતાં આંસુ, હાથમાં રહેલી આરસીએ ઝીલી લીધાં. એણે આરસીમાં જોયું. એકાએક એની આંખોમાં આશ્ચર્યનો ચમકારો થયો. આરસીમાં એ કોનો પડછાયો જોઈ રહી હતી? એની નજરપટમાં કોણ રંગોળી ઉરાડી રહ્યું હતું? એની પાંપણોને કોણ પંપાળી રહ્યું હતું? એની આંખોને કોણ ચૂમી રહ્યું હતું? આરસી પર પડી રહેલાં આંસુનાં બિન્દુઓમાં કોનો અસ્પષ્ટ મોહક ચહેરો દેખાઈ રહ્યો હતો? ધીમે ધીમે એ આકૃતિ સ્પષ્ટ થતી ગઈ–પણ ઓળખાઈ નહિ. સારીય આરસીને ભરી એ આકૃતિ સ્થિર થઈ ગઈ.

'કોણ છે તું?' કસ્તુરીએ ગભરાઈને પૂછ્યું.

'મને ઓળખી નહિ?' અને એ સ્ત્રીની આકૃતિ ઝરણાંના મંજુલ કલરવ જેવું હસી પડી.

'ના. હું તને ઓળખતી નથી'

જવાબમાં એ સ્ત્રીએ પાછું મોહક સ્મિત કર્યું અને એ સ્મિતની લલિત લહરીઓ એના મુખ પર ફરી વળી.

'તું હસીશ નહિ. મને એ જરાય ગમતું નથી.'

આ વાક્ય સાંભળીને તો એ આકૃતિ ખડખડાટ હસી પડી અને હસવાથી જાણે થોડો શ્રમ પડ્યો હોય એમ એનું મોઢું લાલ લાલ થઈ ગયું–જાણે ગુલાબની પાંખડીઓ વેરાઈ ગઈ!

'તું કોણ છે? મને જવાબ આપ. અને તું ક્યાં રહે છે?' કસ્તુરીએ અકળાઈ જઈ કહ્યું.

અને હસ્તસ્પર્શે બીડાઈ ગએલા લજામણીના છોડનું પાન ધીમે ધીમે ઊઘડે એમ એના હોઠ ખૂલ્યા:

'ક્ષિતિજની સોહામણી કુંજોમાં હું વસું છું. આષાઢી વાદળી આવી મને સ્નાન કરાવી જાય છે. વસંત આવી મને શણગારી જાય છે. ઉષા આવી મારી સેંથીમાં સિંદૂર પૂરી જાય છે. સન્ધ્યા આવી મારા પગે અળતો લગાડી જાય છે.'

'પણ તું અહીંઆં કેમ આવી છે?'

'ઘણીયે વાર માનવીનાં આંસુઓ સાથે રમવા હું ઊતરી આવું છું.'

'તને કોઈ બીજી સોબત ન મળી?'

'આનાથી બીજી રૂડી, પવિત્ર સોબત કોની હોઈ શકે?'

'પણ મારે તારું કંઈ કામ નથી.'

'તારે ભલે કામ ન હોય; પણ એમ હું સહેલાઈથી માનવીને છોડતી નથી.'

'તે હશે; પણ મારે ને તારે કંઈ લેવા દેવા નથી.'

'જુઠ્ઠી. તારા શ્વાસમાં હું વસું છું.'

'એમ તારાથી હું છેતરાઉં એમ નથી.'

'મારો ધંધો છેતરવાનો છે એમ કોણે તને કહ્યું?'

'કોઈએ નહિ. પણ હું કોઈનો વિશ્વાસ કરતી નથી.'

'શા માટે કરતી નથી?'

'દુનિયાના અનુભવે કહ્યું તેથી.'

'દુનિયા દંભી છે: અનુભવો આંધળા છે. જિંદગીને નાથવાની તારામાં તાકાત નથી. મે તો ઊલટી તને અનેકવાર ઊગારી લીધી છે.'

'ઊગારી લીધી છે?'

'હા, હા. ઊગારી લીધી છે. યાદ છે એ મધરાત? ઘરમાંથી તું છાનીમાની નાસીછૂટી હતી અને જિંદગીનો અંત લાવવા તું ભાગી રહી હતી? તે વખતે હું તારી સાથે જ હતી. તે વખતે તારા હૃદયના ધબકારામાં કોણ ગૂંજી રહ્યું હતું? તે વખતે તારા અંધારઘેરા નજરપટમાં તારલાઓનાં તેજ કોણે વેર્યાં હતાં? મેં જ તને બચાવી લીધી હતી ને? તારા હૃદયની મરૂભૂમિમાં, ભાવિજીવનની હરિયાળી કુંજો કોણે મ્હેંકાવી હતી? બધું ભૂલી ગઈ? મેં જ તને હાથ પકડી પાછી આણી હતી ને? અને સ્વપ્નને હિંડોળે હીંચાવી સુવાડી દીધી હતી, એ બધું ભૂલી ગઈ?'

'મને કશુંજ યાદ નથી. તું જતી રહે. મારે તારી જરૂર નથી. હું તને ઓળખતી નથી'

'એમ તું હુકમ કરે અને હું જતી રહું એવું કોઈ દિવસ બન્યું છે ખરું? હું ને માનવી તો પુરાતન પ્રેમીઓ છીએ. હું એના હૈયામાં ભાવિનો માળો બાંધીને રહું છું. અને એ પણ મારા હૈયામાં એવી રીતે રહે છે. મારી આંખની ચમકમાં એને ભાવિજીવનની કેડીઓ જડી આવે છે. મારા હૈયાની ધબકમાં, એ જીવનની વિજયસૂચના ડંકા સાંભળે છે. મારા કંકણના રણકામાં એ જીવનના ઉલ્લાસો માણે છે. મારી છાતીએથી ખસી જઈ અનિલઅંકે ઝૂલતા પાલવમાં, એ જીવનનાં મહામૂલાં અનેકરંગી સ્વપ્નો ઝૂલતાં જુએ છે. માનવી મને એમ મૂકે એમ નથી. માનવીને હું મૂકું એમ નથી. શૈશવઅવસ્થા મેં અનુભવી નથી. વૃદ્ધાવસ્થાના વણસી ગએલા દેહ મેં જોયા નથી. હું તો અનંતયૌવના છું. સૃષ્ટિના સર્જનકાળે મારો જન્મ થયો હતો અને સૃષ્ટિના પ્રલયકાળે મારો વિલય થશે. બહેન, હું તને છેતરવા આવી નથી. મારા પર વિશ્વાસ રાખ.'

'શા માટે?'

'કારણ કે હું તારી છું, બધાંની છું.'

'પણ તું છે કોણ? તારું નામ શું?

'આશા.'

'આશા? તું મારી છે? બધાંની છે? ના, તું કોઈની નથી. લુચ્ચી, ધુતારી આશા, જા અહીંથી. જા, મારે તું પણ ન જોઈએ. મારા હૃદયમાં તારા માટે જગા નથી. મારા હૃદયનો એકેએક ખૂણો દુઃખથી ભરાઈ ગયો છે. મારું કોઈ નથી. તું પણ નથી.'

'તારું કોઈ નથી એટલે તો હું આવી છું. તારું હૈયું દુઃખથી ભરાઈ ગયું છે તેથી તો એને હળવું કરવા આવી છું. તારી આંખમાં આંસુ છે

એટલે તો એને પંપાળવા આવી છું. હું તને આમ એકલી મૂકીને નાહે જતી રહું.'

'ના, જતી રહે. મને હવે જિંદગી અકારી લાગે છે. મારે કોઈની જરૂર નથી. જગતમાં મારાં બધાં વેરી છે. તુંય મારી દુશ્મન છે. મારી હતાશ અવસ્થાને હસવા તું આવી છે—જતી રહે. મારા દુ:ખી જીવનમાં દાવાનળ પ્રગટાવવા તું આવી છે—જતી રહે—જતી રહે. ઘડી ભર પણ અહીંઆં થોભીશ નહિ.' અને ગુસ્સામાં, લાગણીના આવેશમાં, નિ:સહાય મનોદશામાં એણે હાથમાં રહેલી આરસીને સામી ભીંત પર અફાળી. આરસીના ટુકડે ટુકડા થઇ ગયા. પણ એકેક ટુકડામાં એને એ સુન્દરીની મૂર્તિ જણાઈ. એ મૂર્તિ હસવા લાગી, આનંદમાં આવી નાચવા લાગી, બોલવા લાગી: 'હું નહિ મરી જાઉં—અમર છું. કાચના ચૂરેચૂરા થઈ જશે પણ મારા નહિ થાય. તને હું નહિ છોડું. તારા હૃદયના છેલ્લા ધબકાર સુધી હું તારી સાથે રહીશ. તારા છેલ્લા શ્વાસમાં હું મારું સંગીત પૂરીશ. મને મારી નાખવા માગે છે? મને તારા હૈયાથી હડસેલવા માગે છે?' અને વીજળીનો કડાકો થાય એમ એના એક ભયંકર અટ્ટહાસ્યે આખા ઓરડાને ભરી દીધો. 'ઓ મા!' કહી કસ્તુરી જમીન પર ઢળી પડી.



૭

'બન્નેય સરખા છે. એક્કેય ઊતરે એમ નથી.' કબાટના એક મોટા અરીસા સામે ઊભી રહી ચાંલ્લો કરતી કરતી એ બોલી, 'પણ દીપકની ચંચલ અને ચકોર આંખોમાં' વાક્ય અધુરું રહ્યું અને બોલી ઊઠી, 'અને હુંય કેવી ભુલકણી છું. વેણી પહેરવાની તો ભૂલી જ ગઈ.' અને વેણી પહેરતાં પહેરતાં પહેલાંનું વાક્ય પૂરું કર્યું, 'એવું તે શું છે કે એની તરફ જોયા કરવાનું જ મન થાય છે? અશોક પણ જાય એવો નથી. પણ આજે સરસિજને કેવો ઉલ્લુ બનાવ્યો! એ બિચારો જાણે છે કે હું એના પ્રેમમાં છું, પણ એને ક્યાં ખબર છે કે એમ તો હું એના જેવા ઘણાને હથેળીમાં રમાડું છું.' અને આગળ બોલવાનું એણે બંધ રાખ્યું–બંધ પડી ગયું. એનું ચિત્ત એના પહેરવેશને ઠીકઠાક કરવામાં ગુંથાઈ ગયું. સરી જતી પીળી રેશમી સાડીના છેડાના છણુકા એ આયનામાં જોઈ રહી–જોવાનું ગમ્યું. તસતસતા કાળા રંગના બ્લાઉઝના આગળના ચોક્કસ ભાગ પરથી સાડીની કિનાર પસાર થાય એ માટે સાડીની કીનાર ઘડીમાં આમ ગોઠવવા લાગી અને ઘડીમાં તેમ ગોઠવવા લાગી. એટલામાં એની નજર નીચે પડી. 'અરે, ચણિયો

તો બહાર દેખાય છે!' એ બોલી ઊઠી અને કવિભાષામાં કહીએ તો મુઠ્ઠીમાં સમાઈ જાય એવી કમર આસપાસ વીંટળાઈ પડેલી સાડીને બધેથી ખેંચી નીચે ઉતારી. પાછું દર્પણમાં જોયું. બરાબર સામા ઊભા રહીને જોયું. જરા ફરીને વાંકી નજરે જોયું. સીધી નજરે જોયું. ઢળતી આંખે ચણિયાના ઘેર પર લપેટાઈ ગએલી સાડી પર જોયું, કપાળ પર છુટ્ટી પડેલી લટને ઠીક કરી—ગોઠવી, પાછી છુટ્ટી મૂકી દીધી. વેણી પર હાથ ફર્યો. 'હું' મોઢામાંથી અવાજ નીકળી ગયો અને એ ઘણું સૂચવી ગયો,—'બધું ઠીક હતું. ઊછળતું યૌવન છલકાઇ રહ્યું હતું, ઝીલાઈ પણ રહ્યું હતું.'

અલકાની ઉંમર ચોવીસ પચ્ચીસે વર્ષની હતી. સામાન્ય રીતે ગુજરાતી છોકરીઓમાં જણાતી ઊંચાઈ કરતાં એની ઊંચાઈ ઠીક ઠીક હતી. આમ છતાંય શરીર ઘાટીલું લાગતું. શરીરમાં યૌવનસુલભ વિકાસશીલ અંગોની પ્રફુલ્લતા મુક્ત છતાંય પ્રમાણબદ્ધ લાગતી. લોચનની ચંચળતા સ્વાભાવિક છતાં અતૃપ્તિ અને અસંતોષની છાયાવાળી લાગતી. એની નજરમાં કોઈને નિમંત્રણ લાગતું, તો કોઈને કૌમારજીવનનો મુગ્ધ મલકાટ જણાતો. એની ચાલમાં કોઈને નિર્દોષ રમતીઆળપણાનો ભાસ થતો, તો કોઈને એમાં અભિસારીકાની સાશંક ઉત્સુકગતિ જણાતી. એના હલનચલનમાં કોઈને સ્ત્રી સહજ મોહકતા જણાતી, તો કોઈને કુશળ અભિનેત્રીની સિદ્ધ કલાનાં દર્શન થતાં. પહેલી નજરે એ મુગ્ધકુમારિકા લાગતી, બીજી નજરે અજ્ઞાતયૌવના લાગતી તો ત્રીજી નજરે એ પ્રૌઢા જણાતી. તેના પહેરવેશની વિશિષ્ટતા અને વિવિધતા સૌને આકર્ષતી. પોતાના સૌંદર્યને લીધે એ સૌનું ધ્યાન ખેંચતી. સૌંદર્યને સાચવી રાખવાની ચીવટ અને ચતુરાઈને લીધે તે સૌની વાતચીતનો વિષય બનતી અને વાતચીતનો વિષય બનતાં એની આસપાસ અનેક જાતની રંગબેરંગી કલ્પનાનું નક્ષત્ર રચાઈ જતું.

અનુપમરાયને પહેલી પત્નીથી એક જ પુત્રી થતાં અને એ પત્ની મરણ પામતાં, મોટી ઉમરે એમણે બીજી વારનાં લગ્ન કર્યાં હતાં. પૈસાપાત્ર એટલે બીજી વારનાં લગ્ન કરતાં એમને મુશ્કેલી નડી નહિ. બન્ને વચ્ચે વયનો તફાવત

ઠીકઠીક હતો પણ અનુપમરાય કેટલીક વખત પોતાને રસિક જીવડો માનતા અને ગમે તેવી સ્ત્રીને આનંદ અને અંકૂશમાં રાખી શકાય એવી ભ્રામક માન્યતા ધરાવતા. પહેલી પત્નીથી થએલી પુત્રી તે અલકા, અને તેમણે એને પૂરતા લાડકોડમાં ઊછેરી, જોઈતી બધી જરૂરતો પૂરી પાડી હતી. અલકા અત્યારે બી.એ. ના છેલ્લા વર્ષમાં અભ્યાસ કરી રહી હતી. પોતાના પિતાની બીજી પત્ની વિલાસ સાથે એને ઝાઝું બનતું નહિ. વિલાસ પણ પૈસાદાર માબાપની છોકરી હતી અને ચોક્કસ સંજોગોમાં અનુપમરાયને ઘેર આવેલી હોવાથી ગુમાનખોર પણ લાગતી. બીજી વાર લગ્ન કરવાથી પુત્રપ્રાપ્તિ થશે અને પોતાની અઢળક લક્ષ્મી વેડફાઈ નહિ જાય એવી અનુપમરાયની ધારણા સફળ થઈ નહિ એટલે એમને મન વિલાસની અગત્ય પણ ઓછી થતી ગઈ. સંસાર-સુખ તો એમણે મનમાન્યું ભોગવ્યું હતું, એટલે સંસારના લ્હાવા લેવાના કંઈ બાકી રહ્યા ન હતા. વિલાસને પરણવા પાછળ એક જ વૃત્તિ હતી–અને તે કુળવૃદ્ધિની. એનાથી વિશેષ અગત્ય વિલાસની ન હતી. વિલાસ એ સારી રીતે સમજતી પણ હતી અને વખત આવે અનુપમરાયને ટોંણો મારતાં ચૂકતીય નહિ. પોતાની હયાતીમાં અલકાનું ઠેકાણું પડી જાય એટલી જ ઇચ્છા હવે અનુપમરાયના દિલમાં રહી હતી. એટલે અલકા માટે ભણેલો-ગણેલો મુરતિયો શોધી કાઢવા તેઓ આકાશપાતાળ એક કરી રહ્યા હતા. અલકા લગ્ન પરત્વે બેદરકાર હતી. સ્વેચ્છાપૂર્વક હરવા ફરવાની છૂટ હોવાથી, એણે પોતાની આસપાસ પ્રશંસકોનું વૃન્દ ઊભું કરી દીધું હતું. અનુપમરાય પોતાના ધંધામાં રચ્યાપચ્યા રહેતા એટલે અલકા શું કરે છે, એનો અભ્યાસ કેવો છે, એનું મિત્રમંડળ કેવું છે એ બધું વિગતવાર જાણવાની એમણે તકલીફ લીધી ન હતી. અલકા પણ ઘરમાં એવી નમ્રતાથી વર્તતી કે અનુપમરાયને પોતાની દીકરી વિષે લગીરે શંકા આવતી નહિ.



## ૮

અલકાને મળી સરસિજ પોતાની ઓરડી તરફ પાછો ફર્યો ત્યારે એનું મગજ ફૂંદડી ફરી રહ્યું હતું. વિચારોના મગજ પર હથોડા પડી રહ્યા હતા. અલકાના સૌન્દર્યવર્તુળમાં એ ઘુમરીઓ ખાઈ રહ્યો હતો એ વાત એને તરત સમજાઈ ગઈ. એને થયું: 'પણ અલકામાં એવું શું હતું? કસ્તુરી શું ખોટી હતી? અલકા આ જમાનાની અને કસ્તુરી ગયા જમાનાની એટલે? બન્ને સ્ત્રીઓ તો ખરી જ ને? પણ અલકા તો નૂતન સ્ત્રી. નૂતન સ્ત્રી એટલે શું? નૂતનબળોએ ઘડેલી? નૂતન અને જૂનાં બળોની અથડામણુમાંથી જન્મેલી સ્ત્રી? નૂતનબળો એટલે? પ્રાચીન પરંપરા વા પ્રણાલિકાપૂજન પરના વજ્રકુઠારમાંથી પ્રગટેલા તણખા? તણખા? માત્ર તણખા? ક્ષણજીવી—દઝાડી જાય—થોડીવાર—પછી કંઈ જ નહિ? તણખા! માત્ર તણખા! અંગારા નહિ ધગધગતા, જ્યોત નહિ ઝળહળતી,—માત્ર તણખા! આમ છતાંય એના તરફ કેમ વધુ ને વધુ ખેંચાણ થતું હતું? ઘડીભર તો એણે નિશ્ચય કરી લીધો કે અલકાને બધી વાતથી વાકેફ કરી દેવી અને પછી જોવું કે એ શી વલણ અખત્યાર કરે છે. પણ એમ કરવામાં એને જોખમ જણાયું. અલકાનો પ્રેમ

ગુમાવવાની ધાસ્તી લાગી. પણ પાછો વિચાર આવ્યો. અલકા શું એને ચાહતી હતી? એમ તો એ ઘણાય સાથે હરતી ફરતી, રમતી હસતી બોલ્યાં કરે છે. શું એ બધાને ચાહતી હતી? એક સ્ત્રી અનેક પુરુષને સાચી રીતે ચાહી શકે ખરી? આ પ્રશ્નનો જવાબ એને સહેલાઈથી મળ્યો નહિ. 'ચાહી પણ શકે—ન પણ ચાહી શકે' મનમાં એ પાછો બબડ્યો. 'જેટલો વખત પુરુષ સાથે પ્રેમ કરે—અથવા તો સહવાસ સાધે તેટલો વખત પુરુષને સાચો આનંદ આપી શકતી હોય તો એ સાચો જ પ્રેમ કહેવાય. એ તો સ્ત્રીનો જેવો લાગણીવૈભવ અને એ વૈભવનો ઉપયોગ કરવાની આવડત. પણ હશે; બીજા તરફ એનું ગમે તેવું વર્તન હોય; મને લાગે છે કે એ ચાહે છે તો મને જ; નહિ તો આટલી બધી વાર અવારનવાર મને મળે નહિ, હસી હસીને વાત કરે નહિ, છૂટછાટ લેવા દે નહિ. પણ બીજાઓને આવી છૂટછાટ એ નહિ લેવા દેતી હોય એની શી ખાત્રી? કદાચ એનો સ્વભાવ જ એવો થઈ ગયો હોય તો? પુરુષની લાગણી સાથે ચેનચાળા કરવાની એને ટેવ પડી ગઈ હોય તો? પણ બધા જ પુરુષો મારી જેમ એને લાગણીથી જ ચાહતા હશે, એમ માનવાને શું કારણ? હશે; બધા ગમે તેમ કરતા હોય! હું તો સાચા હૃદયથી—લાગણીથી જ ચાહું છું ને! પણ મારા તરફ એને કેવા પ્રકારની લાગણી હશે? ધારો કે મારા પ્રત્યે એને જેવી લાગણી હોય એવી લાગણી એને એના બીજા મિત્રો માટે પણ હોય તો પછી એ પ્રેમ કેમ કહેવાય? મારા તરફની એની લાગણી વિશિષ્ટ પ્રકારની હોવી જોઈએ. વિશિષ્ટ પ્રકારની એટલે? એટલે જાતીયરંગથી રંગાએલી હોવી જોઈએ.' એની વિચારપરંપરા જરૂર લાંબો વખત ચાલત પણ એટલામાં તો એ રહેવાના ઠેકાણે આવી પહોંચ્યો અને હરિતને જોતાં ધૂનમાં ને ધૂનમાં પૂછ્યું:

'હરિત, એક સવાલ પૂછું?'

'જરૂર' ખીંટીએ ભરવેલા પાટલૂનને લઈ ગડી વાળતાં વાળતાં હરિત બોલ્યો અને મીઠું હસ્યો પણ ખરો.

'સ્ત્રી એટલે?'

'હેં!' આવા પ્રશ્નની ધારણા નહિ રાખેલી એટલે કુતૂહલમાં હરિતથી બોલાઈ ગયું.

'હું પૂછું છું કે સ્ત્રીની વ્યાખ્યા શી?'

'મારા જીવનમાં સ્ત્રીની કંઈ અગત્ય હોય એમ મને અત્યાર સુધી લાગ્યું નથી એટલે એ વિષે મે વિચાર કર્યો નથી. એની વ્યાખ્યા બાંધવા જેટલું એને મહત્વ આપવાની જરૂર નથી.'

'સીધેસીધું કહી દે ને કે તું સ્ત્રી વિષે કંઈ જાણતો નથી.'

'ના, એમ તો નહિ જ કહું. તારા કરતાં મને સ્ત્રીઓનો વિશેષ પરિચય છે—અનુભવ છે. હું સ્ત્રીઓ વિષે જાણું છું એટલું તો કદાચ તું પણ નહિ જાણતો હોય અને સ્ત્રીઓ વિષે પુષ્કળ જાણું છું એટલે જ એની વ્યાખ્યા આપવા જતાં ગૂંચવાડો ઊભો થાય છે. વળી એની ચોક્કસ વ્યાખ્યા આપી એને સમાજમાં હું હલકી પાડવા માગતો નથી.'

'હરિત, ખોટું ના લગાડીશ; પણ તારું માનસ વિકૃત થએલું છે. તું સ્ત્રીને ઉચ્ચ જોઈ શકતો જ નથી. તારી પાસે ભાવના નથી, આદર્શ નથી.'

'ભાવના અને આદર્શ એ બે શબ્દો તેં આજના યુવકની જેમ શોખ ખાતર જ વાપર્યા હોય તો મારે કંઈજ કહેવાનું નથી. હું તને માફી આપું છું; પણ તું સાચે જ એમ માનતો હોય તો મારે તને એ શબ્દો કહેવા જોઈએ. સ્ત્રીને આદર્શમૂર્તિ કલ્પીને જ અને એને ભાવનાદષ્ટિએ જોઈને જ આપણે વધુ દુઃખી થઈએ છીએ. આજકાલ આપણે છાપાંમાં વાંચીએ છીએ કે ફલાણા યુવકે પ્રેમમાં નિરાશા મળતાં આપઘાત કર્યો, ફલાણી યુવતી પ્રેમમાં નાસીપાસ થતાં, સળગીને બળી મૂઈ. એટલે સ્ત્રીને એવાં રંગીન ચશ્માંથી જોવાની જરૂર નથી.'

'કેમ?'

'તું એટલું તો કબૂલ કરીશ જ કે વર્તમાનયુગ કરતાં ભૂતકાળમાં આપણા પૂર્વજોનો સ્ત્રી વિષેનો ખ્યાલ સંકુચિત હતો, પણ ચોક્કસ હતો.

અલબત, આપણી પ્રેમભાવના અને સ્ત્રીભાવના ઉત્તરોત્તર વિકાસ પામતી ગઈ છે, એની હું ના પાડતો નથી; પરંતુ એ ભાવનાના વિકાસ સાથે માનવજીવન વધુ સુખી થયું હોય એવું માનવાને હું તૈયાર નથી. આપણા પૂર્વજોના સ્ત્રી વિષેના વિચારો ચોક્કસ બીબામાં ઢાળેલા હતા. તેઓ માનતા કે સ્ત્રીની પહેલી ફરજ માતા થવાની છે, એનું કાર્યક્ષેત્ર મુખ્યત્વે ઘર છે. એવી કર્તવ્યસીમાઓ, સ્ત્રીને નજર સામે રાખીને જ આંકવામાં આવી હતી. અને તેથી તેઓ જિંદગીમાં સ્ત્રીની બાબતમાં નાસીપાસ થતા નહિ. ટૂંકમાં એમની સ્ત્રી તરફની વલણ બીલકુલ વ્યવહારુ હતી. આ કારણે, પ્રેમમાં નિરાશ થતાં તેઓ આપઘાત કરતા નહિ. આનો એ અર્થ નથી, કે તેઓ લાગણીવિહીન હતા. તેઓ સ્ત્રીને સ્ત્રી તરીકે જ ઓળખતા એટલે એક પત્ની મરી જતાં, બીજી સ્ત્રી એનું સ્થાન સહેલાઈથી લઈ શકતી, કારણ કે સ્ત્રીનો ધર્મ આખરે તો કુલવૃદ્ધિનો જ હતો ને?'

'તો પછી સાહિત્યમાં આપણે પ્રેમના કિસ્સાઓ વાંચીએ છીએ તેનું શું?'

'ખરી વાત છે—વાંચીએ છીએ; પણ એ બધા પ્રસંગો એક સાહિત્યકારની કે કવિની દૃષ્ટિએ ચીતરાએલા છે એ ભૂલવું જોઈએ નહિ. ઉર્વશી જતી રહેતાં, પુરુરવાને કેવા પ્રત્યાઘાતો થયા એની જાતમાહિતી કોઈની પાસે ન'તી. અર્થાત્ સામાન્ય માનવીએ એની સ્થિતિનું મૂલ્યાંકન કર્યું નથી. કવિઓએ અને સાહિત્યકારોએ સ્ત્રીપુરુષના સ્નેહની આસપાસ કલ્પનાનું અને ભાવનાનું એવું તો ધુમ્મસ ઊભું કરી દીધું છે કે વસ્તુસ્થિતિનું યથાર્થ દર્શન આપણે કરી શકતા નથી.'

'એટલે તું એમ જ કહેવા માગે છે કે પ્રેમ જેવી કોઈ વસ્તુ જ નથી?'

'સાચો પ્રેમ, પવિત્ર પ્રેમ એ બધું વાતો કરવા અને ચોપડીમાં લખવા માટે ઠીક છે, વ્યવહારિક જગતમાં એની કિંમત નહિ જેવી છે. હૃદયમાં અનેક પરસ્પર વિરોધી લાગણીઓ રહેલી છે. એક જ લાગણીની આસપાસ જીવન ફરતું થઈ જાય—ઘાંચીના બળદની જેમ—એટલે એ જીવન મૃતપ્રાય થઈ જાય છે. પ્રેમ એ કંઈ સ્થિર લાગણી નથી, અમર ભાવના

નથી, અનેક વૃત્તિઓનું એ પ્રતિબિંબ છે. પહેલે જ વખતે તું એક યુવતીને જુએ અને તને જે લાગણી થાય તે લાગણી જ્યારે તું એ યુવતીને પરણી ચૂક્યો હોઉં ત્યારે રહેતી નથી. તે વખતે એની તરફનો તારો પ્રેમ અનેક વૃત્તિઓના પાસવાળો હોય છે. તારી એ પત્ની બને એટલે તારે એનું ભરણ-પોષણ કરવું પડે, એનો સ્વભાવ ન ગમતો હોય તોપણ ચલાવી લેવું પડે. એ પત્ની ડઝન છોકરાંની માતા થાય ત્યારે તારે આખા કુટુંબનો ખર્ચો ઉપાડવા રાતદિવસ વૈતરું કરવું પડે. આ બધા વખતે તારું સ્ત્રી તરફનું વલણ એક નથી હોતું. વળી એને ક્ષય લાગુ પડે અને સતત પથારીવશ રહે ત્યારે તારી લાગણીનો રંગ જુદો જ હોય છે.'

'એટલે આ દુનિયામાં પતિપત્ની વચ્ચે પ્રેમ જેવું કશું છે જ નહિ' સરસિજે ઘૃણાથી જણાવ્યું.

'જરૂર, જે અર્થમાં તું પ્રેમ શબ્દ વાપરે છે તે અર્થમાં પ્રેમ જેવી કોઇ વસ્તુનું અસ્તિત્વ જ નથી. પરિસ્થિતિ અનુસાર એક બીજા માટે જન્મતી, ઘડાતી અને સતત રૂપાંતર પામતી વૃત્તિ—એને તમારે પ્રેમ કહેવો હોય તો કહો. ગાંડા, પ્રેમ તે આખી જિંદગી થાય છે? પ્રેમની તો એકાદ પળ હોય! સ્ત્રીને જોતાં આંખમાં ચમક આવે અને હૃદયમાં ઝણઝણાટી થઈ જાય એ પળે તમે પ્રેમ અનુભવ્યો કહેવાય. બાકી પછીના બધા પ્રસંગો અને પ્રયાસો—એને મેળવવા માટેના—માલિકીના ખ્યાલમાંથી પેદા થાય છે.'

'એટલે લગ્નજીવનમાં પ્રેમને સ્થાન જ નથી—ન હોવું જોઈએ.'

'એમ તો હું કહેવા માગતો નથી. મારો કહેવાનો આશય એટલો જ છે કે લગ્નજીવનમાં પ્રેમની અમુક ક્ષણો હોય છે, જેના ઝબકારે તમને આખુંય જીવન ઝળહળી ઊઠેલું લાગે. પણ ભૂલવું ન જોઈએ કે એ ક્ષણિક છે. અંતે તો તમે પ્રેમને નામે પ્રણાલિકાપૂજનમાં જ સરકી જાવ છો. અને જ્યાં પ્રણાલિકાપૂજન હોય ત્યાં સ્વયંભૂવૃત્તિ ન હોય, ત્યાં પ્રેમ પણ ન હોય.'

'એ તો જેની જેવી દષ્ટિ. માનવસ્વભાવ જ એવો છે કે એક ઘટમાળમાં પડ્યો ન રહે. આપણા શાસ્ત્રકારોએ પણ કહ્યું છે કે જગતમાં સ્ત્રી જેવી બીજી કોઈ ચંચલ વસ્તુ નથી. તમે સ્ત્રીને ચાહો છો ત્યારે એ ચંચળતાને ચાહો છો. તમે એના મોઢા સામે જુઓ છો ત્યારે એના ચંચલ લોચનના માદક મલકાટને ચાહો છો. એના હોઠ પર રહેલા અસ્થિર સ્મિતને પકડવાનો પ્રયાસ કરો છો. છાતીએથી ખસી જતા પાલવને ઠીક કરતી યુવતી તમને મોહક લાગે છે, કારણ કે છાતીની ચંચળતા તમારી નજર પર અસ્વાર થઈ જાય છે. એક દિવસ અંબોડો બાંધવો, બીજે દિવસે વાળ છુટ્ટા રાખવા, ત્રીજે દિવસે એક સેર ગૂંથવી, ચોથે દિવસે બે છુટ્ટી સેરો લેવી તો વળી પાંચમે દિવસે ટૂંકા વાળ કરાવી નાખવા—આ બધાંની પાછળ, નૂતનતા અને કલામય માનસના ઓઠા હેઠળ છતી થતી ચંચલ મનોવૃત્તિઓ નાણી જોઈ છે? સ્ત્રીના માનસનાં ગૂંચળાં ઊકેલવાનો પ્રયાસ કદી કર્યો છે ખરો?'

'સ્ત્રીઓ માટે જ આ ટીકા કેમ? એ તો પુરુષને પણ લાગુ પડી શકે.'

'એની હું ક્યાં ના પાડું છું? મારો કહેવાનો આશય એટલો જ છે કે પ્રેમ એક અસ્થિર વૃત્તિ છે. એ અસ્થિર વૃત્તિને સ્થિર કરનાર કોઈ હોય તો તે સ્ત્રીપુરુષનું સૌંદર્ય છે; પણ આ સૌંદર્ય જ અસ્થિર ને ચંચલ તત્ત્વો પર આધાર રાખતું હોવાથી, એ વૃત્તિ સ્થાયી બની શકે નહિ. એ વૃત્તિ થોડા વખત માટે પણ સ્થિર બને એ માટેના સ્ત્રીપુરુષના આ બધા પ્રયત્નો છે. આ માટે જ પુરુષને આકર્ષવા, સ્ત્રી નિત્યનૂતનતાની ભેખધારી બને છે; અને પુરુષ સ્ત્રીને આકર્ષવા, ભાવના અને આદર્શોનું ધુમ્મસ ઊભું કરે છે.'

'બસ, બસ, મારે કંઈ જ સાંભળવું નથી. મને પૂરેપૂરી ખાત્રી થતી જાય છે કે કાં તો તું પ્રેમમાં નિરાશ થએલો જીવ છે કે પછી તદ્દન રૂઢિગ્રસ્ત માનસ ધરાવતો પુરુષ છે.'

'હું બન્ને છું. પ્રેમ એ માણસની પ્રાથમિક જરૂરત છે; એટલે એની પર જઈ જીવન વિતાવવાની કૃત્રિમ મનોદશા હું ધરાવતો નથી. તારી પ્રેમની ભાવના અનુસાર હું પ્રેમમાં નિરાશ થયેલો છું. હું રૂઢિગ્રસ્ત માનસ ધરાવું છું,

કારણ કે મારી પ્રેમની ભાવનામાંથી હું ખસવા માગતો નથી. અને રૂઢિગ્રસ્ત કોણ નથી? તું નથી? પ્રત્યાઘાતી બળો સામે બખાળા કાઢો છો; પણ પ્રત્યાઘાતી બળો વિનાની દુનિયા કલ્પી શકો છો? પ્રત્યાઘાત વિના પ્રગતિ જ શક્ય નથી. એ પ્રત્યાઘાતી કે પ્રાગતિક બળોનું મૂળ તો 'હું' જ છે. એ 'હું'નો નાશ થાય તો જ આ બળોનો નાશ થઈ શકે.'

'પણ તને એમ નથી લાગતું કે સ્ત્રીજીવનનો અને સ્ત્રીહૃદયનો તારો આ અભ્યાસ ઉપરછલ્લો છે?'

'સ્ત્રીજીવન એટલે? જ્યાં સુધી સ્ત્રી આપણા રીતરિવાજો અનુસાર જીવન વિતાવી રહી હતી ત્યાં સુધી સ્ત્રીજીવનની ચોક્કસ વ્યાખ્યા આપવાનું શક્ય હતું; કારણ કે, મેં પહેલાં કહ્યું તેમ, એના કર્તવ્યની મર્યાદાઓ અને સીમાઓ દોરવામાં આવી હતી. પણ હવે એવું કંઈ રહ્યું નથી. અત્યારે સ્ત્રીને પોતાનું કાર્યક્ષેત્ર નાનું પડે છે. બીજા શબ્દોમાં કહું તો એને પોતાના કાર્યક્ષેત્રમાં પુરાઈ રહી કામ કરવામાં નાનમ લાગે છે.'

'પણ એનું કાર્યક્ષેત્ર નક્કી કરનાર તો આપણે જ ને?'

'જરાય નહિ. એનું કાર્યક્ષેત્ર એના સ્વભાવે નક્કી કર્યું. એના માનસિક અને શારીરિક બંધારણે નક્કી કર્યું. એક સ્ત્રી પુરુષની જેમ ઘર બહાર નવ દસ કલાક કામ કરતી હોય અને શારીરિક કે માનસિક નબળાઈ ન અનુભવતી હોય તો એને એ કામ કરવા દો; પણ ફૂંક મારે ને ઊડી જાય એવી આજની સ્ત્રી પુરુષસમોવડી બની, બહારના કાર્યોમાં ભાગ લે, બાળઉછેરમાં કાળજી ન આપી શકે, યા ઘરવ્યવસ્થા જેવું કશું રાખી ન શકે તો મારે કહેવું જોઈએ કે એ સ્ત્રીને પોતાની કર્તવ્યસીમાઓ વધારવાનો અધિકાર નથી. કોઈ વિજેતા બીજાનો પ્રદેશ જીતે અને વ્યવસ્થાતંત્ર ઊભું કરે પણ એમ કરવા જતાં પોતાના જ દેશ પર ધ્યાન ન આપી શકે અને અરાજકતા વધતી જાય એને તમે વિજેતા કહો—કહેવો હોય તો—હું તો શક્તિઓને નાહક વેડફી દેવાનો જ એના પર આરોપ મૂકું. સ્ત્રીએ પણ એમ જ કર્યું છે. પુરુષના કર્તવ્યક્ષેત્રમાં આવીને પોતાનું કર્તવ્ય ભૂલી ગઈ છે. પોતાનું કર્તવ્યક્ષેત્ર સંભાળે અને કર્તવ્યની

વધતી જતી સીમાઓ ઉપર પણ પ્રભુત્વ સાચવી રાખે તો હું જરૂર સ્રીને અભિનંદન આપું.'

હરિતના આ શબ્દોની સરસિજ પર શી અસર થઈ એની તો ખબર ન પડી, પણ એ બોલતો બંધ થઈ ગયો અને ઊંડા વિચારમાં પડી ગયો. હરિત પણ પોતાના કામમાં પડ્યો. સરસિજ ઘડીમાં અલકાનો તો ઘડીમાં કસ્તુરીનો વિચાર કરવા લાગ્યો. એણે નિશ્ચય કર્યો કે અલકા આખરે તો ભણેલીગણેલી સ્રી છે એટલે પોતાના લગ્નની વાત તો એને કરી જ દેવી; વળી બીજો વિચાર આવ્યો કે આ પહેલાં હરિતને આ વાત કરવી જેથી એ નવો રસ્તો સૂચવી શકે. પણ તે વખતે એ કોઈ પણ જાતનો આખરી નિર્ણય કરી શક્યો નહિ.



૯

કસ્તુરીને હવે ઘરમાં કે ગામમાં રહેવું અશક્ય થઈ પડ્યું હતું. ઘરમાં જીવકારનો ટકટકારો ઘણો જ વધી ગયો હતો. બહાર પણ જાતજાતની વાતો એના વિષે વહેતી મુકાઈ ગઈ હતી. એક દિવસ સાંજે પાણી ભરી આવતી હતી ત્યાં ગામના મહાસુખ શેઠ સાથે થઈ ગયા. મહાસુખ શેઠ ગામના આગેવાન માણસ ગણાતા પણ સાથે સાથે ભારે ખટપટી પણ ગણાતા. જિંદગીમાં એમણે ઘણાં કાળાંધોળાં કરેલાં પણ પૈસેટકે સુખી અને અમલદાર વર્ગમાં સારી લાગવગ એટલે પૈસા વેડફી ઘણીયે વાર કાયદાની ચુંગાલમાંથી એ છટકી ગયેલા. ઘણા વખતથી કસ્તુરી સાથે એકાંતમાં વાત કરવાની એ તક શોધી રહ્યા હતા; પણ જોગ ખાતો ન હતો. આજે એ મોકો મળી જતાં શેઠ મલકાયા અને કસ્તુરી સાથે ચાલતાં ચાલતાં વાત શરુ કરી. શેઠને જોતાં, કસ્તુરીએ માથાનો છેડો આઘો લાવવા પ્રયત્ન કર્યો પણ માથે ભારે બેડું હતું એટલે એમાં એ સફળ થઈ નહિ. લાગ જોઈ શેઠની જીભે ફાળ ભરી:

'અરે ગાંડી, મારે લીધે તે કંઈ માથે ઓઢવાનું હોય? તું તો મારી દીકરી લક્ષ્મી જેવી.' જવાબમાં કસ્તુરી નિર્દોષ હસી. શેઠની આંખ એ હાસ્યમાં રહેલી નિર્દોષતાને પકડી ન શકી પણ શેઠની નજરને એ હાસ્ય ગમી ગયું; અને આગળ વધવાના નિમંત્રણરૂપે માની ચલાવ્યું :

'તને તે કયાંથી ખબર? પણ તારા અને અમારા કુટુંબ વચ્ચે તો ઘણો જૂનો સંબંધ' અને કસ્તુરી આનો શો જવાબ આપે છે તે સાંભળવા કે એની શી અસર એના પર થાય છે તે જોવા શેઠ જરા મૌન ધારી ઊભા રહ્યા; પણ કસ્તુરી તરફથી જવાબ નહિ મળતાં એ ઝંખવાણા પડી ગયા. વેપારી માણસ એટલે એની એ વાત સિફતથી કહેતાં ટેવાઈ ગયેલા એટલે ફરી પાછા બોલ્યા :

'કમળાશંકર અને મારા બાપા તો એકબીજાને મળે નહિ ત્યાં સુધી ખાય નહિ. આજે તો માણસોય બધાં બદલાઈ ગયાં.'

'મહાસુખકાકા, સમોય બદલાઈ ગયો ને?' કસ્તુરીએ સહજભાવે જવાબ આપ્યો.

'અરે આ તે સમો છે! હળાહળ કળજુગ છે. જોને, સરસિજનો દાખલો. મુંબઈ ગયો તે ગયો; પછી માબાપની ભાળસંભાળેય લીધી છે?' શેઠે રમત શરુ કરી. પણ કસ્તુરીને આ ગમ્યું નહિ. એ શેઠ તરત પારખી ગયા. કસ્તુરીનો સમભાવ જીતી લેવા એમણે આ પાસો ફેંકી જોયો હતો પણ એમાં પાછા પડ્યા. મનમાં વિચાર કર્યો કે ઘરમાં સાસુસસરાનો ત્રાસ હશે એટલે એને એ બન્ને માટે શાની લાગણી હોય! અને તેથી જ એ સરસિજ તરફ દોરાતી હશે. એટલે શેઠે બીજો દાવ વાળ્યો :

'બીજા બધાનું તો ઠીક; પણ તારી તો ખબરઅંતર કાઢવી હતી?' તીર છોડી પછી એ તાકેલી વસ્તુને બરાબર વાગે છે કે નહિ એ જોવા જેમ શિકારી ઊભો રહે એમ શેઠ થોડી વાર અટક્યા

'હશે, એમને આવવું હશે તારે આવશે. મને અહીં શું દુઃખ છે?' કસ્તુરીએ વાતને સમેટી લેવા પ્રયાસ કર્યો.

'એ તો એમ કહેવાય છે. આવવાનો હોય તો હજી આવે નહિ? તારી ઉંમરનોય કંઈ વિચાર કર્યો હશે કે નહિ?' અને વાક્ય પૂરું કરી, ભર્યાભાદર્યા ખેતરમાં કોઈ હરાયું ઢોર છૂટું મૂકી દે એમ શેઠે, પોતાની નજરને કસ્તુરીના આખા શરીર પર—તેના ઉઘડેલા યૌવન પર રમતી મૂકી દીધી.

'અમારા ઘરમાં ગમે તે થતું હોય એમાં કોઈને શું?' કસ્તુરીએ જરા ચીઢાઈને કહ્યું.

'હા, એમાં કોઈને શું?' શેઠ વિચિત્ર અવાજ કાઢી ખંધું હસ્યા અને ફરી બોલ્યા:

'તને બધી વાતની ક્યાં ખબર છે? હું હોઉંય નહિ ને તમારો સરસિજ ભણેય નહિ. સરસિજને ભણાવવા કોણે પૈસા ધીર્યા હતા એ બધી વાત તને કરી હોય તારે ને તને ખબર હોય? હજી તો પૈસા અધ્ધર ભટકે છે અધ્ધર. એ તો કમળાશંકરભાઈની બે આંખની શરમ છે એટલે બધું ટાઢુંટપ છે. કાલે ઊઠીને એ નહિ હોય ત્યારે ખબર પડશે. કોરટે ચઢવું પડશે કોરટે.' શામ–દામ કામ નહિ આવવાથી શેઠે દંડનીતિ અખત્યાર કરી.

'તે આ બધી વાત મને કહેવાથી શું વળવાનું છે? ઘેર આવીને બધી વાતો કરોને?'

શેઠને લાગ્યું કે એમણે ધાર્યું'તું એટલું કામ સહેલું નથી એટલે આવી રીતે વાત કરવાથી દા'ડો વળે એમ એમને લાગ્યું નહિ. વળી ઘર પણ પાસે આવી ગયું હતું એટલે મૂળ વાત પર આવવાનું એમણે પસંદ કર્યું:

'આતો એમ કે તારે કાને વાત નાખું અને જો ગળે ઊતરે તો વાતનો ફડચો આવી જાય. પણ તને તારી ક્યાં પડી છે? તારાં સાસુસસરા હવે કાઢ્યાં એટલાં ક્યાં કાઢવાનાં છે? આ તો થયું કે તને મારા જેવાની ઓથ હોય તો પછી દુનિયા જખ મારે છે. તારી કાકીની બે દા'ડા પહેલાં જ છમછરી કરી. તારો મારે ત્યાં આવવા જવાનો વહેવાર રહે તો પછી દેવાની બાંધછોડ થાય. તારા કરતાં કંઈ પૈસા વધારે છે?'

'કાકા, આજે બોલ્યા તે ઠીક, પણ હવે પછી આવાં વેણુ કાઢ્યાં છે ને, તો આ બેડું જ માથા પર ઉશેટીશ. મોટા છો એટલે શું કહું? લાજો, જરા લાજો. તમે તો મારા બાપની જગાએ છો.'

'એ તો ગામની છોકરી વહુઓ બધી દીકરીઓ જ છે ને! હું...એ તો બધાં પોથીમાંના રીંગણાં. મારે શું? તું જાણે ને તારું ભવિષ જાણે.'

'મારા ભવિષનો વિચાર કરનાર ઉપર હજાર હાથવાળો બેઠો છે.'

'એમ વાત છે?' શેઠ ગુસ્સામાં આવી બબડ્યા. પણ વાણિયાદષ્ટિએ વસ્તુસ્થિતિનો તાગ કાઢી પાછા ટાઢા થઈ ગયા. અને વાત ભવિષ્ય પર છોડી કસ્તુરી પર એક નજર નાખી પોતાના ઘર તરફનો રસ્તો લઈ ચાલતી પકડી.

કસ્તુરીથી આ પ્રસંગ સહેવાયો નહિ. એનું શું થવા બેઠું હતું? 'આમ કેટલો વખત ચાલશે? બધાય દા'ડા કદી સરખા હોય છે? કોઈ દિવસ કંઈ નવાજૂની થઈ ગઈ તો મોઢું બતાવવાનું શું રહેશે?' પણ કસ્તુરીમાં ખમીર હતું, ખાનદાની હતી. પિતાએ એને કોલેજનું શિક્ષણ આપ્યું ન હતું પણ બીજા ઘણા સંસ્કારો પોષ્યા હતા. ઘરમાં રાખીનેય એમણે એને સારું જ્ઞાન આપ્યું હતું. એટલે પ્રતિકૂળ સંજોગોનો સામનો કરી એને વટાવી જવાની કસ્તુરીમાં શકિત હતી, આવડત હતી. શેઠની વાત ઘરમાં કરવાનું એને મન થયું પણ એ વિચારને એણે ડામી દીધો. વાતનું વતેસર થવાનો એને ડર લાગ્યો. એને લાગ્યું કે વખત જતાં બધુંય થાળે પડી જશે.

એક દિવસ કમળાશંકર જમી પરવારીને ઓટલે બેઠા હતા. એવામાં મહાસુખલાલ શેઠ લાકડી ઠોકતા ઠોકતા આવી પહોંચ્યા. શેઠને જોતાં જ કમળાશંકરના પેટમાં ધ્રાસકો પડ્યો અને આજે શેઠ કંઈ ધમાલ કરશે એમ મનમાં થયું. 'આવો શેઠજી, ઘણે દા'ડે કંઈ અતારે?'

'કેમ ના આવીએ? તમે આવવા જેવું રાખ્યું છે તો આવીએ છીએ. તમે કહેશો તો નહિ આવીએ. પછી કંઈ છે?' શેઠ બોલ્યા.

'અરે એવું શું બોલો છો? તમારી મહેરબાની જોઈએ.'

'મહુરબાની તો ઉપરવાળાની જોઈએ, શંકરભાઈ.' એક હાથને ઊંચો કરી શેઠે કહ્યું.

'પહેલાં તમારી, પછી ઉપરવાળાની.' કમળાશંકરે હસતાં હસતાં કહ્યું.

'ચાલોને એમ ભાઈ, પછી છે કંઈ? આ તો તમે જરાય જણાતા નથી એટલે હું જાતે જ આ બાજુ નીકળી આવ્યો.'

'જુઓને મહાસુખભાઈ, આવીનેય શું કરું? વખત આવતાં બધુંય પતાવી દઈશું. કોઈ દા'ડો ભગવાન સામું નહિ જુએ? તમારા લેણા ખોટા નહિ થાય. દૂધે ધોઈને પૈસા પાછા આપી દઈશ.'

'અરે ભાઈ, છોડોને એ વાત. હું કંઈ પૈસાની ઉઘરાણી કરવા આવ્યો છું? આમ કેમ બોલો છો? કોઈ દા'ડો આમ પૈસાની ઉઘરાણી કરી છે ખરી? આવું બોલશો તો બીજી વાર ઓટલો નહિ ચઢું શંકરભાઈ' આમ ખોટો રોષ બતાવી પાછા બોલ્યા:

'પૈસા ક્યાં જવાના છે? તમે નહિ ને તમારો સરસિજ ભરશે' અને સરસિજની વાત આમ કાઢી આગળ પૂછ્યું: 'સરસિજના કંઈ ખબરઅંતર?'

'કંઈ નથી. ગયા પછી એક કાગળ હતો; પણ પછી કંઈ ખબર નથી.'

'તો પછી તમને કાગળ લખતાં શું થાય છે? છોરું કછોરું થાય, કૈં માવતર કમાવતર થયાં સાંભળ્યું છે?' શેઠે વાત કઢાવવા કહ્યું.

'હું તો કાગળો લખીનેય થાક્યો. મારે મન તો હવે એ મુએલો જ છે.'

'આજનાં છોકરાંનું આ જ દુ:ખ છે ને શંકરભાઈ, ભણ્યા એટલે બસ. માબાપની જાણે કોઈ કાળે જરૂર જ ના પડવાની હોય! શંકરભાઈ, ખરું પૂછો તો તમે એને ભણવા મુંબઈ મોકલ્યો એ જ ભારે ભૂલ કરી. બાપદાદાનો ધંધો શું ખોટો હતો?'

'ભાઈ, ભૂલ થઈ તે થઈ. હવે પસ્તાવો કરે શો ફાયદો? આવું થશે એમ કોણ જાણતું હતું?'

'હાસ્તો, લખ્યા લેખ કંઈ મિથ્યા થાય છે?'

'સરસિજનું તો કાળું મોઢું; પણ મહાસુખભાઈ, ઘરના છો તારે વાત કરું છું—મને તો વહુની ચિંતા થાય છે. એનું શું?'

'થાય જ ને? ના કેમ થાય? જુવાનજોધ વહુ આમ ઘરમાં ફરે એ કંઈ જેવી તેવી વાત છે? રાતે ઊંઘ ના આવે ઊંઘ, શંકરભાઈ!'

'પણ શું કરીએ? ભગવાને એવું ધાર્યું હશે. આપણું ધાર્યું કંઈ થાય છે? બિચારીનું મોઢું જોઉં છું ને મહાસુખભાઈ, આંખમાં બોરબોર જેટલાં આંસુ આવી જાય છે.'

'તે આવે જ ને શંકરભાઈ, ઘરમાં જુવાનજોધ વહુને આમ રાખવી એ તો સાપે છછૂંદર ગળ્યા જેવી વાત છે. આપણે ગમે તેટલું રાખીએ તોય દુનિયાને મોઢે કંઈ તાળુ મારવા જવાય છે?' શેઠે દાણો દાબી જોયો.

'આમ કેમ બોલો છો મહાસુખભાઈ? છે કંઈ?' કમળાશંકર ચમકીને બોલી ઊઠ્યા.

'હોય શું? ધૂળ ને પથરા!'

'ના, ના, તોય......

'અરે હોય શું શંકરભાઈ! જૂની આંખે નવા તમાશા!' શેઠે દાવ જોઈને સોગઠી મારી લીધી.

'ના, ના, પણ છે શું?'

'કપાળ મારું!' શેઠ કઢંગુ મોઢું કરી બોલ્યા.

'તમારા પેટમાં કંઈ વાત છે મહાસુખભાઈ; પણ કહેતા નથી.'

'અરે એમ બધી વાતો કયાં કરતા ફરીએ? ચાલ્યા કરે.'

'શું ચાલ્યા કરે? મહાસુખભાઈ, આજે આમ કેમ બોલો છો?'

'છોકરમત શંકરભાઈ, છોકરમત. ચાલ્યા કરે.' બિલકુલ નિસ્પૃહતાથી શેઠે કહ્યું.

'છોકરમત ? પણ છે શું ?' કમળાશંકરની ઉત્સુકવૃત્તિ શેઠ બહેલાવી રહ્યા હતા.

'ગદ્ધાપચીશી.'

'હેં ? ગદ્ધાપચીશી ? કોની ગદ્ધાપચીશી ? મારા સમ છે મહાસુખભાઈ, ના કહો તો.'

શેઠ કશું બોલ્યા નહિ પણ આસપાસ નજર નાખી. કેટલીક વાર મૌન, વાણી કરતાં પણ ભયંકર જવાબ આપી શકે છે એની શેઠે પ્રતીતિ કરાવી. શેઠને કંઈક કહેવાનું છે અને જે કહેવાનું છે એ છાતી બેસાડી દે એવું છે એની કમળાશકરને ખાત્રી થઈ ગઈ. તે બોલ્યો 'મહાસુખભાઈ, ઘરના માણસ થઈ આમ શું કરો છો ? તમે નહિ કહો તારે કોણ કહેશે ?'

'જીભ નથી ઉપડતી જીભ, શંકરભાઈ.' શેઠે આકુળવ્યાકુળ થઈ કહ્યું પછી થોડીવાર રહી ફિલસૂફની અદાથી ઊમેર્યું, 'હશે, કરશે તે ભોગવશે. જવા દો ને એ વાત. લો ચાલો, બહુ બેઠા આજે તો...

'અરે એટલામાં શું ઊભા થયા ?'

'બેસીને શું કરું ? મનનો ઊભરો કાઢવા આવ્યો'તો પણ થયું, કે હે જીવ, મનની વાત મનમાં જ દાટી દે. ભલાની આ દુનિયા નથી.'

'મહાસુખભાઈ, તમે આમ બોલો એ ઠીક નહિ. જે હોય તે તડ ને ફડ કહી નાખો. સરસિજ વિષે કંઈ સાંભળ્યું છે ?'

'ના રે ભાઈ ના. સરસિજના નામનું તો તમે નાહી નાખ્યું છે એમ મેં પણ નાહી નાખ્યું છે. આવા દીકરા હોય કે ના હોય એ બધુંય સરખું. મને થયું, કે મૂઓ સરસિજ ગયો તો; વહુ તો ખાનદાન કુટુંબની છે ને ? જીવકોરભાભીને ને તમને નિરાંત રહેશે. પણ વહુએ તો ભારે ઉપાડો લેવા માંડ્યો છે!'

'કોણ કસ્તુરીએ ? છે શું મહાસુખભાઈ ?'

'જવા દો ને શંકરભાઈ, કાદવ ઉરાડવાથી શો ફાયદો? આતો આપણો ઘરોપાનો સંબંધ એટલે મારા ઉતપાતિયા જીવથી રહેવાયું નહિ. બાકી દુનિયામાં એમ જ ચાલ્યા કરે. આ તે કંઈ સીતાદમયંતીનો જુગ છે?'

'દુનિયામાં ચાલતું હશે—મારે ઘેર નહિ. વાત શી છે એ કહોને, એટલે હું છું ને પછી કસ્તુરી છે. તમારા સામું કંઈ બોલી?'

'અરે એ બચ્ચું મારી સામે શું બોલે? અને બોલે તોય મારે એની સામે જોવાનું હોય! હું તો એના બાપની તોલે. પણ જરા ટાઢા પડો ટાઢા, શંકરભાઈ. ગુસ્સો કરવાથી કશું વળવાનું નથી. વાત એમ બની કે બે ત્રણ દિવસ પહેલાં ઉઘરાણી કરી ઘેર આવતો હતો. તાં તો મેં કસ્તુરીને પેલા રામા પટેલના છગના જોડે ગુસપુસ વાતો કરતી જોઈ. મને થયું કે હશે, કંઈ જોઈતું કરતું હશે ને વાત કરતી હશે. દુનિયામાં કંઈ બધાં જ માણુસો ખરાબ હોય છે? એ તો આપણી આંખમાં કમળો એટલે બધું પીળું જણાય. મેં તો જોયું ના જોયું કર્યું અને ઘેર ચાલવા માંડયું. ગઈ કાલે સાંજે નદીએ ડૂબકી મારવા ગયો'તો તારે કસ્તુરી પાણી ભરતી હતી અને છગનો સામે કંઈ ધોતો હતો. બન્ને જણાં મરક મરક હસતાં જાય અને અલકમલકની વાતો કરતાં જાય! તોય મેં તો આંખ આડા કાન કર્યા. તમારા ઘરની આબરૂ એ મારા ઘરની આબરૂ. પણ આ ઉતપાતિયા જીવથી રહેવાયું નહિ. અને આપણો તો ઘરોપાનો સંબંધ, એટલે થયું કે વાત આગળ વધે ને તમારું ને મારું નાક કપાય તે પહેલાં લાવ શંકરભાઈને કાને વાત નાખી આવું એટલે મારી તો ફરજ પૂરી થાય. બાકી મારે શું? જેવી કરણી તેવી પારઉતરણી.'

'મહાસુખભાઈ, તમે મારી વેળાસર આંખ ઉઘાડી તે ઘણું સારું થયું.'

'ભાઈ, એમાં સારું ને નરસું શું? આ તો મારી ફરજ બજાવી—એમાં મેં વધારે શું કર્યું? કાલે ઊઠીને તમે ના હો તો કસ્તુરીનું ભલુબૂરું જોવાનો અધિકાર તો મારો છે ને? તમારાથી ના પાડી શકાય એમ છે?'

'ના રે ના શેઠજી. તમારી લાખ રૂપિયાની વાત છે. હું તો હવે પાકું પાન. તમે છોકરાં પાછળ નહિ જુઓ તો તારે કોણ જોશે?' કમળાશંકર બોલતાં બોલતાં કંઈક વિચારમાં પડી ગયા; પણ પાછા બોલ્યા: 'હે ભગવાન, શું થવા બેઠું છે?'

'કશુંય થવા બેઠું નથી. ઉપર મારો ભગવાન બેઠો છે તાં લગી કોની દેણ છે કે શંકરભાઈની આબરૂ પર હાથ નાખે? ધરપત રાખો. સહુ સારાં વાનાં થશે. લો, બહુ મોડું થઈ ગયું. હવે ઘરભેગો થઉં. દુકાને પાછું કોઈ નથી.' એમ કહી શેઠ લાકડી ઠોકતા ઠોકતા ચાલ્યા ગયા અને કસ્તુરીના જીવનની ભડભડી રહેલી હોળીમાં, બહાર રહી ગયેલાં લાકડાં સંકોરતા ગયા.

શેઠના ગયા પછી કમળાશંકર પાંચ દસ મિનિટ સુધી તો દિઙ્મૂઢ જેવા બેસી રહ્યા. એમની આંખે અંધારાં આવવા લાગ્યાં અને જિંદગીના છેલ્લા દિવસમાં ચઢી આવેલી આંધી સામે ટકી રહેવા પોતે અશક્ત છે એ ખ્યાલ ઘડીભર આવતાં કંપી ઊઠ્યા. આ બધાનું મૂળ સરસિજ છે એ વિચાર આવતાં એના તરફનો એમનો ધિક્કાર પણ બમણો થઈ ગયો. શેઠની વાતો નહિ માનવાને એમની પાસે કારણો ન હતાં. જુવાની દીવાની છે. અને અત્યારના સંજોગોમાં કસ્તુરી આડે રસ્તે ચઢી જાય એ સ્વાભાવિક છે. પણ આમાંથી નીકળવાનો રસ્તો શો? કસ્તુરીને ઘરમાં જ પૂરી રાખવી? જીવકોરને આ વાત કહેવી કે નહિ? છેવટે નક્કી કર્યું કે જીવકોરને કાને આ વાત નાખવી જ; એટલે કસ્તુરી પર એ જાપ્તો રાખી શકે. કસ્તુરી ઘરકામમાં ગૂંથાયલી હતી એ જોઈ કમળાશંકરે જીવકોરને પાસે બોલાવી અને ધીમેથી કહ્યું, 'સાંભળ્યું? કસ્તુરીની વાતો તો હવે ગામમાં છડેચોક થાય છે.'

'મેં તો પહેલેથી કહ્યું હતું કે એ કપાળમાં કાળી ટીલી લગાડાવશે તારે જ ઝંપશે' એમ કહી જીવકોરે કપાળમાં ટપલી મારી અને આગળ ચલાવ્યું, 'પુત્રનાં લખ્ખણ પારણામાંથી અને વહુનાં લખ્ખણ આંગણામાંથી. તે દા'ડે એનો મામો ઘેર નાખી ગયો તારથી જ મને તો એ છપ્પરપગીનાં લખ્ખણ સારાં લાગતાં ન્હોતાં.'

'લે, તેં તો તારું જ પુરાણ ચલાવ્યું.' કમળાશંકરે કંઈક ચિડાઈને કહ્યું, 'ગઈ ગુજરી સંભારે શું દા'ડો વળવાનો છે? જે થઈ ગયું તે થઈ ગયું. પણ હવે આપણે કરવું શું? સાત પેઢીનું નાક કપાવા બેઠું છે.'

'તે નાક હતું જ ક્યારે?' લાંબા હાથ કરી જીવકોરે ટાણો માર્યો. 'નાક હોય તો આમ દીકરો વેરીની ગરજ સારે? બોલ બોલ કરો છો એટલું જ. શું કરું, ભગવાને મને બૈરીનો અવતાર આપ્યો છે. નહિ તો વડીના છટ્ઠા ભાગમાં એને સીધો દોર કરી નાખું.'

'હવે આ બધી લાંબીચોડી વાત જવા દે ને!' કમળાશંકરનો ક્રોધી સ્વભાવ ઊછળી આવ્યો. 'તને સલાહ લેવા બોલાવી તારે તું તો ભસ્યા જ કરે છે.'

'હા, ને ભસીએ ના તારે શું કરીએ? હવે તો બચકાં ભરીશ બચકાં—તારે તમારી શાન ઠેકાણે આવશે. ચૂડો પહેરો ચૂડો.' આ છેલ્લા વાક્યે કમળાશંકરની રહીસહી સંયમવૃત્તિ પર ઘા કર્યો અને તડૂકી ઊઠ્યા, 'જા, રાંડ. તારું મોં મારે જોવું નથી. શંખણી કંઈની? મારું લોહી પીવા બેઠી છે. તું જાણે ને તારી વહુ જાણે; મારે ક્યાં હવે કાઢ્યાં એટલાં કાઢવાં છે?'

"તે એમાં મારા પર શાનો બળાપો કાઢો છો? કાઢ્યાં એટલાં તમારે નથી કાઢવાં તો હું ભગવાનને તાંથી અમ્મરપટ્ટો લખાવીને આવી છું? ગયા જનમમાં ભગવાનને પાંચ આંગળીએ પૂજ્યા હશે તો મારો ભગવાન મને ચાંલ્લાચૂડી સાથે ઉપાડી લેશે. ધરમદાન કર્યાં છે તે એળે જવાનાં છે?'

'સારુ, જા હવે. મારું માથું ના ખઈશ. મારે જે કરવું હશે તે કરીશ.'

'પણ કરવાનું શું છે? મગનું નામ મરી પાડો નહિ, ને મારા પર ખિજાવ છો શાના? પૂરી વાત કહોને?'

'હવે પૂરી વાત કરો! તારનો લમણાઝીક કરું છે તે મને શોખ થઈ આવ્યો હશે! આ વહુએ તો ભારે ઉપાડો લીધો છે.'

'વાત શી છે?' જીવકોરને લાગ્યું કે કમળાશંકર કંઈક ગંભીર વાત કરી રહ્યા છે.

'હમણાં થોડી વાર પર મહાસુખશેઠ આવ્યા હતા.'

'મહાસુખશેઠનું નામ સાભળતાં જીવકોરના મગજની કમાન પાછી છટકી : 'મારા પિટ્યાને બીજો ધંધો શો છે? રોજને રોજ આવીને ઉઘરાણી શાનો કરે છે? એના પૈસા......

'અરે પૂરી વાત તો સાંભળ. ભગવાન પણ થાકે તારાથી તો. મહાસુખશેઠ બીજા કામ માટે આવ્યા'તા.'

'હશે કંઈ ઘાલમેલ પાછી!'

'તોબાહ તારાથી તો. પૂરી વાત સાંભળ્યા વગર તારો જ લવારો ઝૂડ્યા કરે છે' અને ધીમેથી કહ્યું : 'મહાસુખશેઠ કહેતા હતા કે કસ્તુરી તો પેલા ગામપટેલના દીકરા છગના જોડે રખડતી થઈ ગઈ છે.'

'હાય, હાય! શું વાત કરો છો?'

'તારે તેથી તો તને બોલાવી, તારે તું તો......

'તે પહેલેથી કહીએ ને? મારા મનથી તે કસ્તુરી માટે રોજ રોજ કંઈ તમે કહ્યા કરો છો તે આજેય હશે. કંઈ નહિ. કાલથી એ ઘરની બહાર નીકળે તો એનો ટાંટિયો વાઢી નાખું.'

કમળાશંકરને આ ઉતાવળિયું પગલું લાગ્યું. પણ વિચાર કરતાં એ વાત એને ગળે ઊતરી. બીજા દિવસથી કસ્તુરી માટે બહાર જવાનાં બારણાં બંધ થઈ ગયાં. કસ્તુરી શરૂઆતમાં તો કંઈ સમજી નહિ પણ જ્યારે એને ખબર પડી કે મહાસુખશેઠ ઘેર આવી ગયા હતા ત્યારે વાતની બધી કડીઓ એણે ગોઠવી કાઢી. અને શેઠ રસ્તામાં ફાવ્યા નહિ એટલે ઘેર આવી સાચુંજૂઠું ભરવી ગયા છે એની એને પાકી ખાત્રી થઈ ગઈ. શેઠની બધી વાત કરી દેવાનું એણે નક્કી કર્યું. પણ એની વાત કોણ સાંભળે એમ હતું? શેઠથી બધાં દબાએલાં હતાં એટલે વાત ખોટી હોય તોય શેઠની સામે બોલવાની હિંમત

ન હતી. સરવાળે તો એને જ સહન કરવાનું હતું. આ બધો વિચાર કરી કસ્તુરીએ મૂંગામૂંગા સહન કર્યું. કોક દિવસ સરસિજ પાછો આવશે અને એને સુખી કરશે એ જ આશાએ એ જીવી રહી હતી.

દિવસો પર દિવસો વિતતા ગયા અને કસ્તુરી પરનો અંકુશ પણ ધીમે ધીમે હળવો બનતો ગયો. બહાર જવા કરવાની છૂટ એને મળવા લાગી. કારણ કે ઘરનું અને બહારનું કામ એકલી જીવકોરથી પહોંચી વળાતું ન હતું. પાછી ફરીથી એની એ વાતો ગામમાં ફેલાવા લાગી. એકેય દિવસ એવો નહિ જતો હોય કે કમળાશંકરને કાને કસ્તુરીની વાતો આવતી ન હોય. સરસિજ વિશે પણ ગામમાં જાતજાતની અફવાઓ ફેલાવા માંડી. 'એ તો કોઈની બૈરી ને લઈને ભાગી ગયો છે. એને તો છૈયાંછોકરાં પણ થયાં છે. વટલાઈ ગયો છે,' વગેરે વગેરે વાતો લોકની જીભે રમવા લાગી. આ બધાની અસર કમળાશંકર પર ઘણી થઈ, અને તેઓ એકાએક ગંભીર માંદગીમાં પટકાઈ પડ્યા.

મરતાં મરતાં એમણે બન્નેને પાસે બોલાવ્યાં. 'કસ્તુરી, બેટા, કંઈ ગઈ? મારી પાસે આવ. કમળાશંકરે મહામહેનતે કહ્યું અને હાથ ઊંચો કર્યો. જીવકોર પાસે ગઈ અને કસ્તુરીને લઈ જઈ બોલી, 'આ રહી કસ્તુરી, કંઈ કહેવું છે?' જવાબમાં કમળાશંકરે ડોકું ધુણાવ્યું. 'બોલો; જે કહેવું હોય તે કહો. કસ્તુરી આ રહી!' જીવકોરે ફરીથી કહ્યું.

કમળાશંકરે પોતાનો હાથ કસ્તુરીના માથા પર મૂક્યો. એના વિષે એમણે જે જે અફવાઓ સાંભળી હતી તે બધીય એ ભૂલી ગયા. ક્રોધી પણ ભોળા સ્વભાવના કમળાશંકર બોલ્યા, 'બેટા, આ ઘરમાં એક દા'ડો તેં સુખ જોયું નથી તે હું જાણું છું. તને ઘરમાં લાવીને તારો ભવ બગાડ્યો; પણ બેટા, ભગવાન તારું ભલું કરશે. જોજે ઘરની આબરૂ તારા હાથમાં છે, જાય નહિ.' આટલું બોલતાં તો એ થાકી ગયા એટલે થોડી વાર અટક્યા. એ પળભર ઘરમાં પથરાયલી શાંતિમાં, મોતની વાગી રહેલી વિજયનોબત સૌએ સાંભળી. 'બેટા કસ્તુરી,' કમળાશંકર ફરીથી બોલ્યા અને જીવકોર તરફ હાથ લંબાવી

કહ્યું, 'આને તારા હાથમાં સોંપતો જાઉં છું. એના ભડભડિયા સ્વભાવ સામું જોઈશ નહિ; અને જીવકોરને સંબોધી કહ્યું, 'સાંભળ, કસ્તુરી પણ તારી દીકરી છે. એને હવે તારો આશરો છે. બન્ને સાથે રહેજો, સંપથી રહેજો' આટલું બોલતાં બોલતાંમાં તો કમળાશંકરના હાથ નીચે પડ્યા, આંખો ખેંચાઈ ગઈ અને જીવ માળખું મૂકી ચાલતો થયો.



## ૧૦

છાપામાં જાહેરખબરો વાંચી સરસિજ નોકરીની શોધમાં અનેક જણને મળી આવ્યો. ચિઠ્ઠીચપાટીનો ઉપયોગ કરી અનેક જણની કૃપાદૃષ્ટિ મેળવવાનાં ફાંફાં મારવા લાગ્યો. પણ કોઈ જગાએ કોઈએ એને લેવાની તૈયારી બતાવી નહિ. કોઈ જગાએ પગાર ઓછો પડ્યો તો કોઈ જગાએ ધંધો ગમ્યો નહિ; તો વળી કોઈ જગાએ અનુભવનો અભાવ આગળ આવ્યો. આજે પણ એક શેઠને મળી તે નિરાશ થઈને આવી રહ્યો હતો. મુલાકાત પછી એ બહાર નીકળ્યો ત્યારે એનો જીવ ધૂંઆંપૂંઆં થઈ રહ્યો હતો. એની નજર આગળ બી. એ., એમ. એ. વગેરે ડીગ્રીઓ ધૂરકી રહી. શિક્ષણ પાછળ ગાળેલાં વર્ષોનો વિસ્તૃત પટ નજર આગળ પથરાઈ ગયો. અને મૃગજળની જેમ અદશ્ય થઈ ગયો. આટઆટલા ભણતર પછી સરવૈયું શું? આટઆટલો પૈસો એની પાછળ વેડફ્યા પછી ભવિષ્યની આશાઓ કેટલી? હિંદની આર્થિક પરિસ્થિતિ અને આધુનિક શિક્ષણની સીમાઓ વચ્ચે પડેલા અમાપ પટને એ મટકું માર્યા વગર જોઈ રહ્યો. વિચારમાં ને વિચારમાં એના પગ ઝડપ ભેર આગળ વધવા લાગ્યા. ચાલતાં ચાલતાં એ

યુનિવર્સિટી ગાર્ડનમાં આવી પહોંચ્યો અને થાકેલો પાકેલો બાંકડા પર બેઠો. જીવનની કરુણ નિષ્ફળતા જાણે ટકોરા મારતી હોય એમ રાજાબાઈ ટાવરમાં ટકોરા થયા. એણે સાંભળ્યા. પક્ષીઓની ચ્ચીઓના પડ ગળે વિંટાળેલ સ્થળ—કોન્વોકેશન હોલ એણે જોયો. ચાર દીવાલની વચ્ચે ગાંધી રાખેલ જ્ઞાનને મેળવવા જિંદગીનાં અમોલ વર્ષો બગાડેલાં એ પુસ્તકાલયનું મકાન એણે જોયું. બન્ને આજે એને ખાવા ધાઈ રહ્યાં હતાં. એ પુસ્તકાલયમાં દિવસના કેટલા કલાકો એણે પસાર કર્યા હતા! જ્ઞાન મેળવવા? પુસ્તકોમાંથી જ્ઞાન મેળવવા! પુસ્તકો! થોથાં! જીવન્ત માનવીના આત્મ-સંતોષને પોષવા ખેલાતી નિર્જીવ કલમની ક્ષુલ્લક રમત! પેટ અને રોટલા વચ્ચેનું અંતર વધારતાં થોથાં! જિંદગી અને વાસ્તવિકતાને દુશ્મન બનાવતાં થોથાં! સાહિત્યકારો અને ચિન્તકોના આદર્શ અને ઉદ્દેશોની ભયંકર વિડંબના કરતાં આ પુસ્તકો પરીક્ષાના ત્રણ કલાક માટે વાંચવાનાં—જેમ તેમ કરી મગજમાં ઠાંસવાનાં અને ઓકી કાઢવાનાં! એ ઝાકળના બિંદુ જેવું જ્ઞાન! એ ધુમ્મસિયો અનુભવ! એ પુસ્તકિયો ઘમંડ! નિરર્થક! બધું નિરર્થક! પુસ્તકાલય—સંસ્કૃતિધામ! પુસ્તકિયા સંસ્કારને જીવનમાં પોષતાં દારુણ લીલાસ્થાન! વિચારોની આજે એના મગજમાં ભરતી ચઢી હતી અને એનાં મોજાં એના માનસપટ પર ગાજી રહ્યાં હતાં. આખરે એનું મગજ થાકી ગયું. એના તંતુઓ તૂટું તૂટું થઈ રહ્યા. અને એ એક જાતની તંદ્રામાં ઢળી પડ્યો. એને લાગ્યું કે પુસ્તકોના વજન નીચે એ કચરાઈ રહ્યો હતો. એમ.એ., એલએલ. બી. ની. ડીગ્રીઓ એના સામે વિકરાળ મોઢું કરી નાચી રહી હતી અને એને ગળે ટૂંપો દેવા જાણે પાસે ધસી આવતી હતી. એની નજર આગળ એ પોતાના આદર્શોની જલતી હોળી જોઈ રહ્યો. બધી ડીગ્રીઓ એને વળગીને એ હોળીમાં ઘસડતી હોય એમ એને લાગ્યું. એ ભાગવા જતો હતો ત્યાં બીજી બાજુ શું જોયું? કમળાશંકર અને જીવકોર બેઠાં હતાં. 'જો સાંભળ,' કમળાશંકર બોલી રહ્યા હતા 'સરસિજનો કાગળ આવ્યો છે. એને આગળ ભણવું છે પણ પૈસા નથી. શું કરીશું?' 'લો આ મારા દાગીના વેચી આવો. અને પૈસા તાબડતોબ મોકલી આપો. ભણવા દો એને.

આપણી ઈકોતેર પેઢી તારશે ' એમ કહી જીવકોરને, એને શરીરેથી દાગીનો ઉતારતી એ જોઈ રહ્યો. એનાથી એ ના જોવાયું અને એક ઝીણી ચીસ પાડી એ જાગી ઊઠ્યો. આસપાસ નજર નાખી. પાસે કોઈ નહોતું. એ હજી સુધી બાંકડા પર જ બેસી રહ્યો હતો. સાંજ પડવા આવી હતી અને પોતાની જીવનસંધ્યા ઊતરતી હોય એમ જગતસંધ્યા ક્ષિતિજ પર ડોકિયું કરી રહી હતી. એ ઊઠ્યો, વિચારમાં ને વિચારમાં. અને એ ચાલતો ચાલતો મરીનડ્રાઈવ ભણી આવી પહોંચ્યો. સૂર્ય જતો રહ્યો હતો પણ એનાં અંતિમ કિરણો જતાં જતાં ઝૂકી ઝૂકીને દુનિયાની કુરનેશી બજાવી રહ્યાં હતાં.

ચોપાટી અને મરીનડ્રાઈવ મુંબઈ નગરીની વિચિત્રતા અને વિશિષ્ટતાનું અનેરું દર્પણ છે. કેટલીયે વાર એ અહીંઆં ફરવા આવતો અને ઘણું જોતો. કેટલાય ભાવનાઘેલા યુવાનો અહીંઆં ભાવનાને વાગોળતા ભમે છે. કેટલાય ઊછરતા કવિઓ પ્રેરણા મેળવવા અને માનવસ્વભાવનો ચારો ચરવા અહીં ફરે છે. કેટલાય બ્રહ્મચારીઓ હૃદયની સંયમવૃત્તિઓ કેળવવા અહીં ઊતરી આવે છે. કેટલાય પ્રેમીઓ પ્રિયતમાની ખોજમાં દરિયાની હવા ખાતા ઘૂમતા હોય છે. અહીંઆં નહિ પંજાબી કે નહિ ગુજરાતી કે નહિ બંગાળી વેશમાં તમે યુવતીઓ જોશો. વાળનાં લાંબાં છોગાં લટકતાં રાખી, છુટ્ટી પાટલીનું ધોતિયું હવામાં ને હાથમાં રમાડતા તમે નૃત્યકારો કે કલાકારો જોશો. ત્રીજી કે ચોથી વારની બૈરીને હોંસે હોંસે ' ભેળ ' ખવડાવવા ચોપાટી તરફ ધસતા ' કાકા ' જોશો. કેટલીયે અભિસારિકાઓની આંખોના મુગ્ધ ઉલ્લાસો અનુભવશો. પ્રેમીજોડાં જોશો. બે જીવ બંધાતા, સંધાતા અને તૂટતા જોશો. પ્રેમત્રિકોણ નજરે ચઢશે. અહીંઆં મુગ્ધકુમારિકાઓ પ્રૌઢામાં પલટાતી જોશો અને પ્રૌઢાઓને પરિણીત જીવનની કેડીઓ શોધતી જોશો. દિવસના શ્રમથી કંટાળેલી મુંબઈની પચરંગી પ્રજા આમ અહીંઆં જીવનનો થાક ઉતારવા આવે છે. એક બાજુ સાગર, અને બીજી બાજુ માનવી—પ્રકૃતિ અને સંસ્કૃતિ વચ્ચે ઝૂલતો અને મુંબઈગરાંઓને ઝુલાવતો આ રળિયામણો રસ્તો માનવજીવનનાં સુખદુઃખનો, આશાનિરાશાનો અને આધુનિક સંસ્કૃતિનો અરીસો બની જાય છે.

કોઈ બીજી વખત એણે આ બધું આનંદથી જોયું હોત. પણ આજે એ યંત્રવત્ એ રસ્તા પરથી પસાર થઈ ગયો અને સીધો જ ઘેર આવ્યો. બારણું ખોલ્યું અને ખોલતાં જ ઓરડાની વચ્ચોવચ પડેલું એક પરબિડિયું એણે જોયું. અનેક વિચારોથી ઘેરાએલા મગજને આ કાગળથી ઓર ઝાટકો લાગ્યો. એણે કાગળ ફોડ્યો. ઘેરથી કાગળ હતો. પિતાના મૃત્યુના એમાં સમાચાર હતા. એ સમાચારથી એ મૂઢ જેવો થઈ ગયો. પાસેની ખુરશી પર એ બેસી ગયો. કાગળને બે ત્રણ વાર વાંચી જોયો. એકાએક માંદગીના ભોગ થએલ પિતાનો અંતિમ મેળાપ પણ ન થયો એથી દુ:ખ થયું. આંખમાં આંસુ આવી ગયાં. પણ હવે ઉપાય નહતો. જવાનો વિચાર કર્યો પણ 'શું મોઢું લઈને ઘેર જાઉં ?' એવો વિચાર આવતાં એ અટકી ગયો; અત્યારે એની જરૂર હતી—જીવકોરને જરૂર હતી, કસ્તુરીને જરૂર હતી. માતાને આશ્વાસનના બે બોલ કહેનાર ત્યાં કોઈ ન હતું પણ એનો પગ ભારે થઈ ગયો હતો. ગામમાં પાછા જવાની એની હિંમત ચાલતી ન હતી. એને થયું,

'થવાનું હતું તે થઈ ગયું. હવે જવાથી ફાયદો પણ શું છે ? અને અત્યારે ત્યાં જવાથી અહીં અલકાનું શું થાય ? અલકા ગમે તેમ બોલતી હોય, ગમે તેવું વર્તન રાખતી હોય પણ આખરે તો એને પરણવાની જ હતી, તો પછી એને દગો દઈ ઘેર કેમ જવાય ? ઘેર ગયા પછી એને પાછો આવવા દે કોઈ? અને એમ નિષ્ઠુર બની ત્યાંથી ભાગી પણ કેમ અવાય ? નહિ, એક વાર ઘેર ગયા એટલે બે આંખોની શરમ આડે આવે જ; ગામના માણસો એના પર દબાણ કરે જ; માતાનો પ્રેમ વિજય મેળવે જ; અને કસ્તુરીની કરુણ અવસ્થા એના નિશ્ચયને ડગાવી જ દે. નહિ, ઘેર તો નથી જ જવું. દુનિયા ગમે તેમ કહે. આમ તો પિતાએ મને મરેલો જ ધાર્યો હતો ને! હું એ બધાને માટે મરેલો જ છું, મારું ભુત ત્યાં જાય એનાથી કશો અર્થ સરવાનો નથી. મારે તો અત્યારે નોકરી શોધવાની છે, અલકાને પરણવાનું છે. અહીંથી જઉં એટલે મારા કર્યાં કારવ્યા પર પાણી ફરી વળે.' આમ વિચાર કરતાં કરતાં એણે જવાનું માંડી વાળ્યું. એની બુદ્ધિએ આ ગંભીર વાતનો રમતવાતમાં નિકાલ આણી દીધો અને કાગળ લખી દેવાની સૂચના આપી દીધી.



## ૧૧

કમળાશંકરના અવસાન પછી, જીવકોરના માથા પર ભારે જવાબદારી આવી પડી. પણ કુનેહ અને વ્યવહારુ દૃષ્ટિએ એણે ઘરનું ગાડું આગળ ચલાવવા માંડ્યું. કસ્તુરીને એણે નજર આગળ રાખી અને એને ખબર ન પડે એમ એના પર જાપ્તો રાખવા લાગી. કમળાશંકર જતાં કસ્તુરીની સ્થિતિ વધુ કફોડી થઈ ગઈ. જીવકોરનો ત્રાસ એટલો બધો વધી ગયો કે ઘર એને ખાવા દોડવા લાગ્યું. પણ જવાનું છીંડુંય ક્યાં હતું ? એના પિયરમાં પણ એવું કોઈ ન હતું કે એને આખી જિંદગી સુધી પાંખમાં રાખે; અને સંસારના તાપમાં તપતી, દાઝતી અને તરફડિયાં મારતી કસ્તુરીને સાંત્વના આપે. જીવકોરે આડોશી પાડોશીના ઘરનું કામકાજ કરવા માંડ્યું. અને જેમ તેમ કરીને બન્નેએ ગુજારો કરવા માંડ્યો. મહાસુખશેઠના લેણા રૂપીઆ તો હતા જ તેમાં વળી કમળાશંકરનો દા'ડોપાણી કરવા એની પાસેથી પૈસા લેવા પડ્યા. શેઠે જોયું કે હવે તો બધું ખેદાન મેદાન થઈ ગયું છે અને પૈસા નાહી નાખવા પડશે એટલે એક દિવસ જીવકોરને ત્યાં આવી ચઢયા. અને લેણા વિષે વાત કાઢી. જીવકોરે તો ચોખ્ખે ચોખ્ખું જણાવી દીધું કે એની પાસે

તો આપવાનું કંઈ જ નથી એટલે શેઠે મનની વાત તુરત બહાર કાઢી, 'બાપદાદાનું આ ઘર છે એને શું કરવાનું છે? જારે જોઈએ તારે એક હરફ બોલ્યા વગર પાણીની માફક પૈસા કાઢી આપ્યા છે ને હવે કહેવા નીકળ્યાં છો કે લેણાપેટે આપવા એક કોડીબદામ નથી? મેં તો ધાર્યું જ હતું કે જતે દા'ડે આ પૈસા ડૂબવાના છે. હું જ ગધેડો કે કમળાશંકરના જીવતે જીવત આ વાતનો ફડચો આણ્યો નહિ. મારે ક્યાં આજે બૈરાં જોડે માથાકૂટ કરવાના પનારા પડ્યા!'

'પણ મહાસુખભાઈ, ઘરમાં હોય તો આપુંને? અને આ ઘર લખી આપું તો પછી અમે રહીએ ક્યાં? દેવું રાખવું તે કોને ગમતું હશે?'

'એવી ડાહી ડાહી વાતો કરતાં તો મનેય આવડે છે. એમ વાતો કરે મારા ગજવામાં પૈસા આવવાના નથી. તડ ને ફડ કહી નાખોને કે દેવું નહિ ભરાય; એટલે મારે જે રસ્તો લેવો હોય એની મને સૂઝ પડે.'

'કયો રસ્તો લેવાની વાત કરો છો?' જીવકોરે પૂછ્યું.

'મને જે ઠીક લાગશે તે. છેવટે કોરટ તો છે ને?'

'હેં! કોરટ? કોરટે ચઢશો? મહાસુખભાઈ, અમારી આબરૂ લેશો?'

'હવે બાકી શું રહ્યું છે? કોરટે ચઢ્યા વગર તમારી શાન ઠેકાણે આવવાની નથી. બહુ વરસ રાહ જોઈ. મારેય ઘરનો ખરચો કાઢવાનો હોય કે નહિ? આ સાલ છોકરીનું લગન છે ને કંઈ ખરચો થશે કે નહિ? મારે એવો કયો ધંધો વહી જાય છે કે મેં પૈસા એકઠા કર્યા હોય! એ તો જે કમાણી થાય એના પર હવે દા'ડા કાઢવાના છે. આ ઉંમરે હવે મારાથી નવો ધંધો થાય એમ નથી. પૈસા વસૂલ કરવા કોરટે ના ચઢું તો પછી શું કરું?'

'પણ મહાસુખભાઈ, આ ઘર તે કંઈ આપી દેવાય? પછી અમારો આશરો શો? હું છું ત્યાં લગી તો ઠીક; પણ મારા પછી વહુનું શું?'

'તે એમાં હું શું કરું? તમને અને તમારી વહુને આબરૂની ચુડેલ વળગી છે એમાં હું શું કરું?'

'એમ કંઈ થાય? મારા છતાં મારા ઘરને તાળું વાગે? મારી નજર આગળ મારું ઘર હોય ને મારાથી બીજે કેમ રહેવા જવાય?'

'ના જવાય તો પછી હું છું, તમે છો અને ત્રીજી કોરટ છે. એમ કંઈ પસીનાના પૈસા જતા કરાય? ઘર તો શું પણ ઘરની બધી વસ્તુઓ હરાજ કરવી પડશે. હું ખોટું બોલતો હોઉં તો ગામના પાંચ માણસો બોલાવો અને કરાવો ફેંસલો. મારી ક્યાં ના છે?'

કસ્તુરી એક બાજુ ઊભી ઊભી આ બધું સાંભળી રહી હતી. એ શેઠની દાનત કળી ગઈ. ભૂતકાળનું વેર લેવાનો શેઠનો ઇરાદો પાક્કો થતો જણાયો. શેઠ ગમે તેમ કહી પરિસ્થિતિનો લાભ ઉઠાવવા માગે છે અને કંઈ નહિ વળે તો, ઘડીના છઠ્ઠા ભાગમાં બેઆબરૂ કરતાં એ ખમચાય એમ નથી એ પણ એને ચોખ્ખે ચોખ્ખું જણાઈ ગયું. તે ઘરમાં ગઈ અને પેટીમાંથી ચીંથરે બાંધેલો એક નાનો ડબ્બો એણે બહાર કાઢ્યો. ગરીબ માબાપની દીકરી હતી એટલે ભારે દાગીના તો એની પાસે ન હતા પણ જે કંઈ હતા એમાંથી શેઠનું લેણું પતી જાય તો એનું કાળું મોઢું ફરીથી જોવું ના પડે એવી એણે ગણત્રી કરી. વળી કમળાશંકરના આખરી શબ્દો એને યાદ આવ્યા: 'ઘરની આબરૂ તારા હાથમાં છે.' અત્યારે ઘરની આબરૂ લેવા શેઠ બેઠા હતો. તે બહાર આવી ને બોલી:

'બા, શેઠનું કેટલું લેણું છે? લો આ મારું ઘરેણું ને અત્યારે ને અત્યારે શેઠનું લેણું ચૂકતે કરી વાતનો નિકાલ આણો.' એમ કહી કસ્તુરીએ ડબા પર બાંધેલા ચીંથરાની ગાંઠો ઉકેલવા માંડી. શેઠ તો આભા જ થઈ ગયા; અને વાતે આમ એકાએક પલ્ટો લીધો તેથી એક રીતે નિરાશ પણ થઈ ગયા; કારણ કે એમને તો ધાકધમકી આપી, જીવકોરને પક્ષમાં લઈ કસ્તુરીને પોતાની કરવી હતી. આને બદલે આમ તૃતિયં નીકળતાં શેઠને પોતાની બાજી ઊંધી વળતી લાગી. એમણે ગુલાંટ મારવાનો પ્રયાસ કર્યો:

'અરે કસ્તુરી તો મારી દીકરી બરાબર. એનું ઘરેણું તે મારાથી લેવાય?'

'અમારે હવે આ લેણું પતાવી જ દેવું છે.' કસ્તુરીએ કહ્યું. 'બા, જોયા શું કરો છો? શેઠની પાસે મંગાવો ચોપડો અને પતાવી દો.' જીવકોરને ગળે પણ આ વાત ઊતરી ગઈ. પણ શેઠે જ્યારે કસ્તુરીનું ઘરેણું લેવાની ઘસીને ના પાડી ત્યારે એમાંથી રસ્તો કાઢવાની પાછી મુસીબત ઊભી થઈ. જીવકોર પાસે જે કંઈ હતું તે સરસિજના ભણતર પાછળ ખર્ચાઈ ગયું હતું એટલે એની પાસે પણ કંઈ ન હતું. એ બોલી, 'હા, શેઠ, વહુ સાચું કહે છે. આજે નહિ તો કાલેય પૈસા તો આપવા જ પડશે ને? હશે; અમારા નસીબમાં હશે એ અમે ભોગવીશું, પણ અમારે હવે તમારી એક પાઈ પણ રાખવી નથી. લો આ ઘરેણું અને વાતનો ઝટ ઉકેલ લાવો. એ હતા તાં લગી તમારી આંખમાં શરમનો છાંટો હતો. હવે....

'જીવકોરભાભી, આવું શું બોલો છો?' શેઠે નાટક શરુ કર્યું, 'આપણો તો પેઢીઓનો સંબંધ. કોઈ દિવસ આવીને એક પૈસો પણ માગ્યો છે? આ તો આજે પૈસાની ભીડ પડી એટલે આવવું પડયું. એમાં મેં ખોટું શું કર્યું?'

'હું કાં કહું છું કે તમે ખોટું કર્યું છે?'

'તો પછી આમ છેલ્લે પાટલે જઈને શું બેસો છો? તમને પૈસા આપ્યા એટલે મારાથી કંઈ બોલાય નહિ, એમ? અને તમારી આગળ આવીને ના બોલું તો કોની આગળ આવીને બોલું? અતારે સરસિજ હોય તો મારે તમારી જોડે આ લમણાઝીક શીદ કરવી પડે? હં... ! જાણે નાણાં ધીરીને મેં તો ગધેડી પકડી. આ તમારું ઘરેણું...જારે પૈસા આવે તારે લેણું ચૂકવજો.' એમ કહી શેઠે ઊભા થવા લાકડી પર હાથ નાખ્યો.

આ નાટકથી જીવકોર તો વિચારમાં પડી ગઈ. કસ્તુરીને લાગ્યું કે શેઠના બોલવાની અસર જીવકોર પર થઈ છે અને એ કંઈ બોલી બગાડે તે પહેલાં એ બોલી, 'વિચાર શો કરો છો? શેઠ તો હવે માઝા મૂકીને બોલવા માંડ્યું છે. જુઓને ઘાંટા પાડે છે તે? ગામના લોકોને ભેગા કરવા હશે! ઘણા દા'ડા પૈસા રાખ્યા પણ જોગ નહિ ખાતો હોય તારે જ રાખવા પડ્યા હશે ને? આજે સગવડ થઈ છે તો પછી ચૂકતે હિસાબ કરી દો. એમાં વિચાર

શો કરવાનો છે? શેઠ તો કહે કે ઘરેણાં રાખો, પણ આપણાથી એમનું લેણું કેટલા દિવસ રખાય? શેઠ ઘરેણાં ના લે એમાં શેઠની મોટાઈ છે, પણ આપણેય શેઠનો વિચાર કરવો જોઈએ ને?'

કસ્તુરી પણ પોતાના માથાની નીકળી એ શેઠને તુરત જણાઈ ગયું, અને એ કંઈ બોલે તે પહેલાં તો કસ્તુરીએ શેઠના હાથમાં ઘરેણાંનો ડાબલો મૂકી દીધો; અને બોલી:

'ગામમાંથી બે ત્રણ માણસોને બોલાવી ઘરેણાની કિંમત નક્કી કરો.'

શેઠ બરાબર ફસાઈ ગયા હતા; એટલે ડાબલો ઉઘાડ્યો, જોયું અને બોલ્યા,

'આટલા ઘરેણાથી શું થવાનું છે? આ ઘરેણું તો કમળાશંકરનો દા'ડો કર્યો એના પેટે; પણ સરસિજને ભણાવવા માટે પૈસા આપ્યા છે એનું શું?'

'તે એમ કેટલું લેણું નીકળે છે?' જીવકોરે કહ્યું.

'લેણું તો નીકળે જ ને? પૈસા લીધે કેટલાં વરસ થયાં એનો તો વિચાર કરો. એના પર વ્યાજબાજ કંઈ ચઢ્યું હશે કે નહિ? હું જૂઠું બોલતો હોઉં તો ગામના ચાર આબરૂદાર માણસોને બોલાવી લાવું એટલે તમને મારા પર વિશ્વાસ બેસે' એમ કહી શેઠ ઊભા થયા, અને 'હમણાં બધાંને બોલાવી લાવું છું' એમ કહેતાંકને ચાલતા થયા. થોડી વાર પછી ગામના મુખીને, અને બીજા ત્રણ ચાર જણને લઈને પાછા આવ્યા. સાથે અવલ-કારકુનને પણ લેતા આવ્યા અને હિસાબ સમજાવવા બેઠા. પહેલેથી બધાંને સાધી રાખ્યા હતા એટલે કોઈએ એમની વિરુદ્ધ હરફ પણ ઉચ્ચાર્યો નહિ. અને લેણા પેટે ઘરેણાં ઓછાં પડે છે એમ બધાએ જાહેર કર્યું એટલે શેઠ બોલ્યાઃ

'જોયું ને? હું કહેતો'તો તારે તમને વિશ્વાસ બેસતો નહોતો. જોયું ને હવે? બાકીના લેણાનું હવે શું કરવું છે? મારે તો આજે ને આજે બધો નિકાલ આણવો છે' અને અવલકારકુન તરફ ફરી બોલ્યા, 'સાહેબ, તમે આજે છો તારે મારું કામ પતાવતા જાવ. મારાથી રોજ ટંટોફિસાદ થતો નથી.' અવલકારકુન વાત સમજી ગયો અને બોલ્યો; 'શેઠ ખરુ કહે છે. હવે વાત વધુ ખેંચાય એમ નથી. જીવકોરકાકી, તમારો શો વિચાર છે?'

'એમાં જીવકોરકાકીને શું પૂછવાનું છે?' ગામના મુખીએ કહ્યું. 'કોરટે ચઢવા કરતાં ઘરબેઠાં પતાવટ થતી હોય તો શી ખોટી? આ ઘર હવે તો જૂનું થઈ ગયું છે. ઘર શેઠને લખી આપો એટલે વાત પતી.'

'એને ઘર લખી આપું?' જીવકોર તડૂકી, 'એની નજર ઘર પર છે એ હું જાણું છું. પણ હું જીવતી છું ત્યાં લગી જોઉં છું કે મને ઘરમાંથી કોણ બહાર કાઢે છે તે!'

'જુઓ જીવકોરકાકી, આમ તપી જવાથી કંઈ નિકાલ થવાનો નથી. અત્યારે તો આપણે સમજીને વાતનો તોડ લાવવાનો છે. તમે ના કહેતાં હો તો કંઈ નહિ. કોરટ અપાવશે ને તે વખતે તમારી ફજેતી થાય એના કરતાં અત્યારે જ સમજી લઈએ તો શું ખોટું?' અવલકારકુને કહ્યું.

અભણ જીવકોર કોર્ટનું નામ સાંભળતાં પાછી થથરી ઊઠી. આટલી ઉંમરે એને કોર્ટનાં પગથિયાં ચઢવાં પડશે એ વિચારે એના હાંજા ગગડી ગયા. 'હવે જીવતરમાં શું બાકી રહ્યું હતું? એક ઘર હતું તે પણ ભલે જતું. કાળું મોં વાણિયાનું' તે મનમાં બબડી.

જીવકોરને વિચાર કરતી જોઈ મુખીએ કહ્યું, 'કાકી, એમાં વિચાર શો કરવાનો છે? કાલે ઊઠીને સરસિજભાઈ પાછા આવશે. સહુ સારાં વાનાં થશે. બધાય દા'ડા કંઈ સરખા જાય છે? અને અમે બેઠા છીએ તાં લગી તમને ગામમાં ઘરની શી ખોટ છે? તમને રહેવાની હું ગોઠવણ કરી આપીશ. પછી છે કંઈ?'

છેવટે હા, ના કરતાં વાતનો નિકાલ આવ્યો અને શેઠ ઘર પચાવી પડ્યા. પંદર દિવસ પછી ઘરનો કબજો આપવાનું નક્કી કરવામાં આવ્યું અને બધા છૂટા પડ્યા. બધા ગયા ત્યારે જીવકોર પોક મૂકીને રડી પડી. કમળાશંકર મરી ગયા ત્યારે પણ તે આટલું નહિ રડી હોય! કસ્તુરીએ ઘણું સમજાવવાનો પ્રયત્ન કર્યો પણ તે દા'ડે તેની આંખમાંથી આંસુ સુકાયાં નહિ. કસ્તુરીને પણ સખત આઘાત લાગ્યો હતો પણ એણે હિંમત ગુમાવી નહિ અને જીવકોરને અનેક રીતે દિલાસો આપવા લાગી. લીલીવાડી જેવું એક વખતનું કુટુંબ આમ ખેદાનમેદાન થઈ ગયું.



# ૧૨

'કેમ કંઈ ઘણા દિવસે સરસિજ?'

'એટલું જ જણાવવા આવ્યો છું કે હજી હું જીવતો છું.'

'એ તો તારા તરફથી ખબર નહોતા એટલે જાણ્યું જ હતું કે તું જીવતો છે' અલકાએ હસતાં હસતાં કહ્યું. 'પણ આજે આમ કેમ બોલવું પડે છે?'

અલકાની વેધક મોહકતાભરી આંખ સામે જોતાં જોતાં સરસિજે કહ્યું, 'એમ ના બોલું તો શું કરું? કેટલાય દિવસથી તારો પત્તો નથી, પછી મારે શું કરવું?'

'કંઈ નહિ. મારા નામની માળા ફેરવવી!'

'જો અલકા, અત્યારે હું મજાક કરવા આવ્યો નથી.'

'હું પણ ક્યાં મજાક કરું છું?' અલકાએ તુરત જવાબ આપ્યો. 'પણ જો, બેત્રણ દિવસ મને તાવ આવી ગયો. પાંચ છ દિવસથી પપ્પાની તબિયત

સારી નથી. આજે જ હું કમલેશને મળવા જવાની તૈયારી કરતી હતી ત્યાં તું આવી પહોંચ્યો.'

કમલેશ અલકાનો મિત્ર—જૂનો જોગી—હતો. એટલે એનું નામ આવતાં સરસિજ ચિઢાયો, 'તો પછી કમલેશને મળવા જા. હું આ ચાલ્યો.'

'ના રે, એમ જવાની જરૂર નથી. હું ફોન કરીને કમલેશને જણાવી દઈશ કે આજે મારાથી એની સાથે સિનેમા જોવા જવાય એમ નથી. મારી તબિયત હમણાં ઠીક નથી રહેતી એ તો એ સારી રીતે જાણે છે. બોલ હવે, આટલા દિવસ હું તને ન મળી એમાં મારો વાંક છે?' તદ્દન સ્વાભાવિક રીતે બોલાયલાં આ વાકયો સરસિજને સાચાં લાગ્યાં અને ન પણ લાગ્યાં. એ સારી પેઠે જાણતો હતો કે અલકા જૂઠું બોલાવામાં એક્કો છે એટલે ગમે તે વખતે ગમે તે વાત ઉપજાવી કાઢવામાં એને જરાપણ મુશ્કેલી પડે એમ ન હતી. છતાં એને એમ પણ લાગ્યું કે બન્ને જણ બીમાર પડી ગયાં હોય એ બનવાજોગ છે. 'હું કયાં કહું છું કે તારો વાંક છે?' સરસિજે શંકાના વર્તુળમાં ફસાયલા મગજને સચેત કરતાં કહ્યું અને આગળ એ બોલે તે પહેલાં તો અલકા એની નજીક આવી અને એના ગાલ પર ટપલી મારી બોલી, 'તું તો છે જ એવો. જરા જરામાં તને ખોટું લાગી જાય છે!—પણ તને એક વાત કહેવાની તો ભૂલી જ ગઈ. વીરૂભાઈનો ફોન આવ્યો હતો.'

'વીરૂભાઈ?'

'હા, વીરૂભાઈ—વીરેન્દ્ર.'

'હાં' ટાઢાશથી સરસિજે હુંકારો ભણ્યો.

'તને ખબર છે, એક વખત વીરૂભાઈ મારી સાથે લગ્ન કરવા તૈયાર થઈ ગયા હતા?'

'ના' સરસિજે ટૂંકો જવાબ આપ્યો.

'જૂઠો! મેં જ તને વાત કહી હતી. તે આપણી સાથે કોલેજમાં તો સાથે હતો. એક વખત મારી સાથે બસમાં સાથે થઈ ગયો અને મારી ટેવ

પ્રમાણે જરા હસીને વાત કરી એમાં તો એ ઉલ્લુ માનતો થઈ ગયો કે હું એના પ્રેમમાં છું. Idiot! છોકરી જરા હસે એટલે જાણે પ્રેમમાં પડી જતી હશે!' અલકાએ ગૌરવથી વાત કરી.

'હા, તે પણ એનું છે શું?'

'એણે ફોનમાં એમ કહ્યું કે આજે આપણે સાથે લંચ લઈએ. મેં તો હસીને ના પાડી દીધી.'

'કેમ?'

'મને લાગતું જ હતું કે આજે તું આવવાનો જ છે એટલે બહારની કોઈ પણ એપોઇન્ટમેન્ટ મેં આજે રાખી જ નહોતી.'

'હમણાં તો કમલેશ જોડે જવાની વાત કરતી હતી!' સરસિજ મનમાં બબડ્યો અને બોલ્યો: 'બહુ થયું; મારે હવે ભ્રમણાનાં ચશ્માં પહેરી બહુ વખત દુનિયામાં ફરવું નથી.'

'શાની ભ્રમણા?' અલકાએ જાણવા છતાં પૂછ્યું અને સરસિજે પ્રશ્નના જવાબરૂપે એની સામે જોયું ત્યારે અર્ધઢળ્યાં મદભર નયનાંને કંઈક બેદરકારીથી, કંઈક મસ્તીથી ને કંઈક ગુમાનથી બોલતી અલકા એને અદ્‌ભુત લાગી. જેને જાતીય આકર્ષણ કહેવામાં આવે છે તે શું એની આંખમાં હતું? પણ બીજી જ પળે બારીમાંથી આવતા પવનને લીધે છાતી પરથી ખસી ગએલા છેડા તરફ નજર જતાં એને મનમાં થયું: 'શું જાતીય આકર્ષણ એની છાતીમાં છુપાઈ રહ્યું હતું?' એ નિર્ણય કરે તે પહેલાં તો અલકા કંઈક લેવા ઊઠી અને ચાલતી અલકાના આખાય દેહના મોહક ડોલનમાં એણે પહેલાં કદીય ન જોયેલું એવું માધુર્ય જોયું. તે મનમાં બબડ્યો, 'શરીરના કયા ભાગમાં જાતીય આકર્ષણ હતું?' અને મૂળ વાતના દોરને પકડતાં બોલ્યો, મારે 'ભ્રમણામાં જીવવું નથી.'

'શાની ભ્રમણા?'

'આ પ્રેમની ભ્રમણા. મારે આજે વાતનો નિકાલ આણી દેવો છે.'

'એટલે ?' અલકાએ ગુમાનભરી મસ્તીમાં પૂછ્યું.

'એટલે મારે જાણવું છે કે તું મારી સાથે લગ્ન કરવા માગે છે કે નહિ.'

'એની મે ક્યારે ના પાડી છે ? પણ તું પઠાણની જેમ આમ લગ્ન માટે ઉઘરાણી કરતો આવે એ મને જરાય ગમતું નથી.'

'પણ માણસને ધીરજ કેટલી હોય ?'

'અત્યારથી તું આમ ધીરજ ગુમાવી બેસે છે તો આખી જિંદગી મારી સાથે કેવી રીતે કાઢી શકીશ ?' તદ્દન સામાન્ય વિષય પર વાત કરતી હોય એમ અલકાએ કહ્યું.

'જો અલકા, આ બધું સાંભળવા તારી પાસે હું આવ્યો નથી.'

'લગ્ન જેવી ગંભીર બાબતમાં તું આટલી ઉતાવળ કરે છે એ જોઇ મને હસવું આવે છે. અને લગ્નથી અત્યારે વિશેષ શું છે ? આપણા સંબંધ પર લગ્નની મહોર નથી વાગી એટલું જ બાકી રહ્યું છે ને ?'

'મારે આ કંઈજ સાંભળવું નથી.'

'તો સાંભળ. આજે હું આ સંબંધમાં તારી જોડે વાત કરવા જ માગતી નથી.'

'કારણ ?'

'કારણ કે તું આજે ઉશ્કેરાયેલી સ્થિતિમાં છે.'

'પણ ત્યારે આવી ત્રિશંકુ જેવી સ્થિતિમાં આપણે કેટલો વખત રહેવું છે ?'

'કેમ, તને આ ગમતું નથી ? મને તો બહુ જ ગમે છે' અલકાએ સ્મિત કરી કહ્યું અને ઉમેર્યું, 'તું તો મૂર્ખ છે. જિંદગીમાં આવી ઘડીઓ બહુ આવતી નથી.'

'જ્યારે જ્યારે હું ગંભીરતાથી તારી જોડે વાત કરું છું ત્યારે ત્યારે તું એને મજાકમાં ઉડાવી દે છે' એમ કહી સરસિજ ઊભો થયો. અલકાની પાસે ગયો અને એનો હાથ પોતાના હાથમાં લઈ કંઈક બોલવા જતો હતો ત્યાં તો અલકા બોલી ઊઠી : 'શરમ નથી આવતી ?'

'શાની શરમ?' જરા પાછા ખસી **સરસિજે** કહ્યું.

'પારકા ઘરમાં આવી, એક જુવાન કુમારિકાનો હાથ પકડતાં શરમ નથી આવતી?' એમ બોલી **અલકા** વધુ હસી પડી. **સરસિજ** પણ હસ્યો અને **અલકાનો** હાથ દબાવ્યો, અને સામે જોયું ત્યારે **અલકાની** આંખમાં ગુસ્સો ન હતો પણ ગમી જાય એવું ગુમાન હતું; વિરોધ ન હતો પણ મીઠું વ્હાલપ હતું; અવહેલના ન હતી પણ આમંત્રણ હતું. **સરસિજ** તદ્દન નજીક ગયો એટલે ધીમો ધક્કો મારી **અલકા** બોલી, 'જોતો નથી? સામેની બારીનો પડદો ખસી ગયો છે તે? ઠીક તો કર.'

* * * *

**અલકાનું** ઘર છોડી **સરસિજ** નીચે ઊતર્યો ત્યારે **અલકા** વિષે એ કોઈ પણ જાતના ચોક્કસ નિર્ણય પર આવી શક્યો નહિ. '**અલકાનો** પ્રેમ સાચો હતો કે પછી એ પુરુષને બે ઘડી આનંદનું રમકડું માનતી હતી? જો પુરુષ એને મન રમકડું જ હોય તો જેમ બીજું નવું રમકડું મળતાં બાળક જૂના રમકડાને ભૂલી જાય છે એમ એ એને પણ કેમ ન ભૂલી જાય? પણ હું એને અન્યાય તો નથી કરતો? એનો સ્વભાવ જ એવો કેમ ન હોઈ શકે? એ એટલી ભોળી હોય કે સામો માણસ એના વિષે શો ખ્યાલ બાંધે છે એની પણ એને સમજ ન પડતી હોય! એના પેટમાં કપટ હોય તો **કમલેશ** ને **વીરેન્દ્રની** વાત એ મને કરે પણ ખરી? કંઈ જ સમજ પડતી નથી.' આવા વિચારોને વાગોળતો વાગોળતો અને ભાવિજીવનનાં ગુલાબી ચિત્રો દોરતો દોરતો એ ઘેર આવી પહોંચ્યો.

ઘેર આવ્યો ત્યારે **હરિત** ત્યાં ન હતો; પણ **હરિત** આવે એટલે **અલકા** વિષે કેટલુંક જાણી લેવાનું એણે નક્કી કર્યું; જુદા જુદા વિષયો પરત્વે **હરિતના** વિચારો જાણ્યા પછી એને **હરિતમાં** ઊંડો રસ પડવા લાગ્યો. **હરિતને** આમ તો એ ઘણા વખતથી ઓળખતો હતો, છતાં બન્ને જાણે એકબીજાના જીવનમાં ડોકિયાં કરવાના પ્રયાસો કર્યા ન હતા. **સરસિજને** **હરિત** વિષે જાતજાતના તર્ક આવવા લાગ્યા. એનો ભૂતકાળ એને રહસ્યોથી ભરેલો લાગ્યો.

એના વિચારો પાછળ ચોક્કસ અનુભવોની એને ભૂમિકા જણાઈ. પ્રેમ વિષેના એના અભિપ્રાયો જાણ્યા પછી એને થયું કે શું હરિત પ્રેમમાં નિરાશ થએલો આદમી હશે? એના વિચારો નવીન હતા છતાં ગમી જાય, ગોઠી જાય એવા તો હતા જ. આજના અલકાના વર્તન પછી એ લાંબો વખત ત્રિશંકુની અવસ્થામાં રહેવા માગતો ન હતો. છેવટનો નિર્ણય લેતા પહેલાં હરિતને પૂછવાનું એને મન થયું; અને તે દિવસે સાંજે જ હરિતને એણે પૂછ્યું:

'હરિત, મારે એક બાબતમાં તારી સલાહ લેવાની છે.'

'મારી સલાહ? હું તો સૂચના કરી શકું.' હંમેશની ટેવ પ્રમાણે એણે જવાબ આપ્યો.

'ભલે, સૂચના. પણ કરીશ ખરો ને? તું અલકાને ઓળખે છે?'

'સારી રીતે.'

'સારી રીતે?' સરસિજે આશ્ચર્યમાં કહ્યું.

'હા, એનાથી વિશેષ કંઈ પૂછતો નહિ.'

'કેમ વારુ?'

'કંઈ ખાસ કારણ નથી, પણ એના વિષે હું કોઈની સાથે ચર્ચામાં ઊતરતો નથી.'

'પણ અહીંઆં ચર્ચામાં ઊતરવાનો પ્રશ્ન જ નથી, હું તો એના વિષે કંઈક જાણવા માગું છું.'

'એની પણ હું ખાત્રી આપતો નથી—આપી શકતો નથી. કારણ કે એને સમજવી જરા મુશ્કેલ છે.'

'મુશ્કેલ એટલે? એવું એનામાં શું છે?'

'એનામાં ઘણુંય છે, ઘણુંય નથી.'

'આવાં ફિલસૂફ જેવાં વચનોથી હવે હું ટેવાઈ ગયો છું. જે હોય તે ચોખ્ખે ચોખ્ખું જણાવી દે ને!'

'કોઈ પણ સ્ત્રી વિષે તમે ચોક્કસાઈથી બધું જ ન કહી શકો. કારણ કે સ્ત્રીનું જીવન, વૃત્તિઓના તરંગો પર નાચતું હોય છે. એના નિર્ણય પાછળ તાર્કિક કે બૌદ્ધિક વિચારસરણીની પીઠ હોતી નથી. એટલે આજે તમે એના વિષે જે ભવિષ્ય ભાખો તેનાથી ઊલટું જ એ આવતી કાલે કરે. ટૂંકમાં ભરોસો મુકાય એવી અલકા નથી.'

'તારો શો અનુભવ છે ?'

'મેં તને પહેલેથી જ કહ્યું છે કે અલકા વિષે હું ચર્ચામાં ઊતરવા માગતો નથી.'

'મારે ખાતર પણ નહિ ?'

'પણ તું એના વિષે આટલું બધું જાણવા કેમ માગે છે ?'

'કારણ કે—કારણ કે...

'કેમ અચકાય છે ? મારામાં વિશ્વાસ ન હોય તો આટલેથી જ વાત બંધ કર.'

'ના, એવું કંઈ જ નથી. તારાથી મેં શું છુપાવ્યું છે ?' અને એ વાક્ય પછી તુરત જ યાદ આવ્યું કે 'હા, હરિતને બધી જ વાત કરી હતી પણ કસ્તુરીની વાતની એને ગંધ પણ આવવા દીધી ન હતી.' અને આ વિચાર આવતાં જાણે તે વિશ્વાસઘાત કરી રહ્યો હોય એમ એને લાગ્યું. તે થોડી વાર ચૂપ રહ્યો.

'શા વિચારમાં પડી ગયો, સરસિજ ?'

'કંઈ જ નહિ. જ્યારે આજે વાત કાઢી છે ત્યારે તને બધી જ વાત કહી દઉં. અલકાને હું ચાહું છું.'

સરસિજે ધાર્યું હતું કે આ વાક્યથી હરિત ડઘાઈ જશે અને આશ્ચર્ય બતાવશે; પણ એમાંનું કશું ન થતાં એ વધુ મૂંઝાયો.

'એમાં મને જરાય આશ્ચર્ય થતું નથી. અલકાને કોણ ન ચાહે ?'

સરસિજનું હૃદય અભિમાનથી પુલાયું. 'એટલે એ શું અદ્ભુત સ્ત્રી છે?' 'કોઈ સ્ત્રી અદ્ભુત હોતી જ નથી. આપણે—પુરુષો—એને અદ્ભુત બનાવીએ છીએ. સ્ત્રી પર આવાં આરોપણો કરીને જ દુ:ખી થઈએ છીએ. અલકા એક સામાન્ય સ્ત્રી છે.'

'સામાન્ય હશે કદાચ. પણ આધુનિક—અર્વાચીન સ્ત્રી છે.'

'જરૂર, બાહ્ય દૃષ્ટિએ.'

'એટલે?'

'એનો પહેરવેશ, એની રહેણીકરણી, એનાં રૂપરંગ, એનો ઠસ્સો વગેરેમાં એ અર્વાચીન હશે.'

'એટલું જ નહિ પણ એ વિચારસ્વાતંત્ર્ય ધરાવતી સ્ત્રી છે. ઘરમાં એ બેસી રહેતી નથી. ઘરની બહાર એ સમાજસેવા પણ કરી રહી છે એટલે એને હું અર્વાચીન સ્ત્રી કહું છું.'

'અર્વાચીન સ્ત્રીને માપવાનો આ તારો ગજ અધુરો છે. કારણ કે એમ કરવા જતાં આપણે વિચારસ્વાતંત્ર્ય કોને કહીએ છીએ એ નક્કી કરવું પડશે. આપણા સામાજિક અને ધાર્મિક રીતરિવાજો, આપણી પ્રણાલિકાઓ વગેરેનો વિચાર કરવો પડશે. પાંડવોએ, હાર્યા પછી કે પહેલાં મને હોડમાં મૂકી હતી એવો ભર કૌરવસભામાં પ્રશ્ન પૂછનાર દ્રૌપદીમાં પણ વિચાર-સ્વાતંત્ર્ય હતું. અત્યારે પિતાએ નક્કી કરેલ પતિ સાથે લગ્ન નહિ કરવાની દૃઢતા દાખવતી સ્ત્રી પણ આ જમાના પ્રમાણે વિચારસ્વાતંત્ર્યને પૂજનારી સ્ત્રી છે. અલકા આધુનિક સ્ત્રી છે, નૂતન સ્ત્રી છે, નૂતન યુગની સ્ત્રી છે એમ તું કહે છે ત્યારે ઘણી વખત હું ગૂંચવાડામાં પડી જાઉં છું. વિચારસ્વાતંત્ર્ય શબ્દ આપણે વાપરીએ છીએ ત્યારે ભૂતકાળ અને વર્તમાનની સરખામણી આપણી નજર સામે હોય છે. બાકી, જમાનાનાં બળોનો અભ્યાસ કરો તો લાગશે કે વિચારસ્વાતંત્ર્ય જેવું કશું નથી. અત્યારના જમાનામાં પિતાએ નક્કી કરેલા પતિને સ્ત્રી ન પરણે એમાં આશ્ચર્ય પામવા જેવું કશું નથી. એ હા પાડે ત્યારે આપણને આશ્ચર્ય થવું જોઈએ.'

'હરિત, તું વાતવાતમાં આડો બહુ ઊતરી જાય છે. મૂળ વાત તો ક્યાંની ક્યાં રહી ગઈ.'

'હું કહું છું એને મૂળ વાત સાથે ઘણો સંબંધ છે. મારો કહેવાનો આશય એટલો છે કે અલકા અદ્‌ભુત સ્ત્રી છે, એ તારી પહેલી ભ્રમણા. એ કાઢી નાખ. એ એક સર્વસાધારણ યુવતી છે. બીજું એ અર્વાચીન સ્ત્રી છે, એ તારી બીજી ભ્રમણા. એ પણ કાઢી નાખ. એ અર્વાચીન સ્ત્રી નથી. પ્રાચીન અને અર્વાચીન સ્ત્રી એટલે શું? સ્ત્રી એટલે સ્ત્રી. એનાથી ઓછુંય નહિ, વિશેષ પણ નહિ.'

'ગમે તેમ હોય, પણ અલકા મારા પર જાદુ કરી ગઈ છે. મારા હૃદયનો કબજો લઈ બેઠી છે.'

'તારી માફક એણે ઘણા પર જાદુ કર્યાં છે, ઘણાનાં હૃદયનો કબજો લીધો છે.'

'એટલે એનો આ ધંધો છે?'

'ધંધા જેવું કોઈને લાગે, પણ મને એમ લાગતું નથી. એ વસ્તુ એની સાથે સ્વાભાવિક થઈ ગઈ છે. એના સ્વભાવમાં વણાઈ ગઈ છે. કદાચ એ એના લોહીમાં પણ હોય. એમાં એ કંઈ ખાસ અજુગતું કરી રહી હોય એમ એને લાગતું નથી. એ જે સંજોગોમાં ઊછરી છે એ જોતાં એ આમ વર્ત્યા સિવાય રહી શકે જ નહિ.'

'તું એના વિષે ત્યારે ઠીક ઠીક જાણતો હોય એમ લાગે છે!' જરા કટાક્ષમાં એણે કહ્યું.

'હા, જાણું છું. મેં એના વિષે કોઈની સાથે વિગતવાર ચર્ચા કરી નથી. આજે કરીશ, કારણ કે એના પ્રત્યેનું તારું આકર્ષણ સાચું છે. એટલે મિત્ર તરીકે મારી ફરજ છે કે હું એના વિષે જે જાણતો હોઉં એ તને કહી દઉં. પૈસાદાર માબાપની એ એકની એક પુત્રી છે. પિતા પાસે પૈસો, પણ પાત્રતા નહિ; સુખસગવડો, પણ સંસ્કારો નહિ; સંસારનો અનુભવ, પણ લક્ષ્મી એકઠી કરવા પાછળ જ એનો ઉપયોગ; પોતાને નહિ મળેલી કેળવણી પુત્રીને આપવાનો આગ્રહ, પણ એ આગ્રહ પાછળ કેળવણીપ્રેમ કરતાં પુત્રીપ્રેમ

વિશેષ. નાનપણમાં માતા મરી જવાથી માતાની ખોટ પૂરી પાડવા પુત્રીને આપવામાં આવેલી સ્વતંત્રતા, ધંધામાં રચ્યા પચ્યા રહેવાથી એ સ્વતંત્રતા પર નહિ રખાએલી તકેદારી, કૉલેજની સ્ત્રીકેળવણીની અપૂર્ણતા, એ અપૂર્ણતામાંથી સ્ત્રીના મગજમાં ભરાતા ખોટા ખ્યાલો, એ ખ્યાલો પર ઘડાતા જીવનને ગમે તેવો ઘાટ આપનારા સંજોગો, એ સંજોગાના વ્હેણમાં ઘસડાઈ જવાની અશક્તિ, અને એ અશક્તિમાંથી જન્મતી અત્યારની તારી નૂતન સ્ત્રી,—અલકા.'

'અશક્તિમાંથી જન્મતી નૂતન સ્ત્રી?'

'હા, પુરુષસમોવડી' થવાની અશક્તિમાંથી જન્મતી નૂતન સ્ત્રી. શું સ્ત્રી કે શું પુરુષ, જ્યારે એ સત્ત્વશાળી, શક્તિશાળી હોય છે ત્યારે જ સ્વાભાવિક લાગે છે.'

'અલકા શક્તિશાળી નથી?'

'ના. એને બહારની કેળવણી મળી છે. ઘર–કેળવણી મળી નથી. ઘર–કેળવણી મળી નથી એટલે પાશ્ચાત્ય કેળવણીમાં શું સારું ને શું નરસું એ વીણી કાઢવાની એનામાં શક્તિ નથી. અને એ અશક્ત છે એટલે આપણને સ્વાભાવિક લાગતી નથી; અને સ્વાભાવિક લાગતી નથી એટલે આપણે એના પર આપણી કલ્પના અને ભાવના અનુસાર ગમે તેવું આરોપણ કરીએ છીએ—નૂતન સ્ત્રી કહી સંબોધીએ છીએ.'

'એટલે અલકા કોના જેવી છે?'

'અલકા બીજી બધી યુવતીઓ જેવી જ છે. ફરક માત્ર એટલો જ છે કે એની આંખમાં ભૂખ છે, એના રોમ રોમમાં ભૂખ છે. પુરુષની એને ભૂખ છે. પુરુષની લાગણીઓ સાથે એ ઘડી રમવાનો એના હૃદયને ચસકો પડી ગયો છે. અલકા તરફ પહેલું આકર્ષણ થાય છે તે એના દેહનું; અને પરિચય પછી એ આકર્ષણને ટકાવી રાખવાની એનામાં કુનેહ છે; એટલે વખત જતાં પુરુષ એનું શરીર ભૂલે પણ શરીરના આકર્ષણને ટકાવી રાખવાની એની કરામતને એ ભૂલી ન શકે.'

'પણ એવી રીતે આકર્ષાવું એમાં ખોટું શું છે?'

'હું ક્યાં કહું છું કે ખોટું છે? હું તો અલકા તરફ તને થએલા આકર્ષણની પાછળ રહેલી ભૂમિકાનું પૃથક્કરણ કરી રહ્યો છું.'

'વારુ, તો પછી અલકા સાથે લગ્ન કરવું કે નહિ? તારી શી સલાહ છે?'

'એ બાબતમાં હું સલાહ આપી શકું નહિ; પણ એટલું તો કહી શકું કે કેટલીક સ્ત્રીઓ સ્વતંત્રજીવનમાં જેટલી સુખી રહી શકે છે અને બીજાને સુખી કરી શકે છે એટલી લગ્નજીવનમાં કરી શકતી નથી. અલકા જેવી સ્ત્રી સાથે ઘડી બે ઘડી દિલ બહેલાવવા પ્રેમ કરો. તમારી આગળ એ સ્વર્ગ ખડું કરી દેશે, પણ પત્ની બનાવો—લગ્નજીવનના ચોકઠામાં બેસાડો અને તમારા હાથમાં એનું ખોખું જ આવશે.'

'કારણ?'

'કારણ કે આવી સ્ત્રીઓ અનેક પુરુષો પર પ્રભુત્વ જમાવી રાખવાની મહત્વાકાંક્ષાવાળી હોય છે. કોઈ પણ પ્રતિભાશાળી પુરુષને આંગળીને ટેરવે રમાડવાની એને મહેચ્છા હોય છે. આવી સ્ત્રીઓ જેટલી બુદ્ધિ જોઈ ખેંચાય છે એટલી જ પુરુષની શારીરિક સંપત્તિ જોઈ ખેંચાય છે. એટલે એક પુરુષ સાથે એ સ્થાયી સંબંધ રાખી શકે નહિ. આવી સ્ત્રીઓ માટે સ્થાયી લગ્નજીવન શક્ય નથી.'

'એટલે જો હું એની સાથે લગ્ન કરું તો મારું લગ્નજીવન નિષ્ફળ નીવડે, એમ જ તારો કહેવાનો આશય છે ને?'

આનો જવાબ હરિતે આપ્યો નહિ. એણે મૌન સેવ્યું. બેઠો હતો ત્યાંથી ઊભો થયો ને આમતેમ આંટા મારવા લાગ્યો. ભૂતકાળની કોઇ કરુણ પળને યાદ કરવા—પકડવા મથામણ કરી રહ્યો હોય એમ એની આંખો વેદનાથી ઘેરાઈ ગઈ. સરસિજને થયું કે અલકા અને હરિત વચ્ચે કંઈ પ્રેમપ્રસંગ બની તો નહિ ગયો હોય? અને જો એમ થયું હોય તો એ હરિતને કેટલું દુ:ખ આપી રહ્યો હતો? એ વધુ કંઈ પૂછી શક્યો નહિ—ઠીક પણ લાગ્યું નહિ. આ બાજુ હરિત, સરસિજને લગ્નમાંથી બચાવી લેવા માગતો હતો. એણે અલકાને મળવાનું નક્કી કર્યું. પણ અલકાને મળવું એ એને માટે ખતરનાક ન હતું?



# ૧૩

અલકા અને હરિત વચ્ચે ગાઢ પરિચય હતો. પણ છેલ્લા કેટલાક વખતથી હરિતે અલકાને મળવાનું બંધ કર્યું હતું. એટલે અત્યારની અલકા પહેલાંના જેવી જ હશે, કે એનામાં પરિવર્તન થયું હશે એ વિષે એને ચોક્કસ માહિતી ન હતી. તે અલકાને ઘેર પહોંચ્યો ત્યારે તે હાથમાં પુસ્તક લઈ સોફા પર પડી હતી. એક પગ સોફા પર હતો અને બીજો પગ નીચે લટકતો હતો—હાલતો હતો. છાતી પરથી ખસી ગએલા છેડાને પણ એણે ઠીક કર્યો નહિ, ઊભી પણ થઈ નહિ અને પુસ્તકને એક બાજુ મૂકી આળસ ખાવા બે હાથ ઊંચા કરી પોતાના યૌવનની ખુમારીનો નશો હરિતને ચઢે છે કે નહિ એ જોવા એની સામે તાકી રહી. હરિત સ્વસ્થતાથી ઊભો રહ્યો, કંઈ બોલ્યો નહિ. છાતીની રમણીય ચંચલતાએ એને ચલિત કર્યો નહિ. સાથળ પર પથરાઈ રહેલ સાડીમાં પડેલી કરચલીઓમાં સંતાકૂકડી રમતા કંદર્પની મોહકતા એને અસ્થિર બનાવી શકી નહિ. અને ખુરશી ખેંચી, પોતાનું ઘર હોય એટલી છૂટથી અલકાની તદ્દન નજીક આવી બેઠો. સરસિજ અને હરિત વચ્ચેનો તફાવત અલકાની નજર આગળ આવ્યો.

હરિતની સ્વસ્થતા સામે એનું ઝાઝું ચાલતું નહિ. એની નઝાકત અને નખરાંની હરિત પર અસર થતી નહિ. અને થતી હોય તો હરિત જરાપણ જણાવા દેતો નહિ એટલે અલકા હરિત તરફ વધુ ખેંચાતી. જ્યારે જ્યારે હરિતને આકર્ષવા કે એના પર છાપ પાડવા એ પ્રયાસ કરતી ત્યારે ત્યારે એ બધું એને હાસ્યાસ્પદ લાગતું. પોતે કેવી ક્ષુલ્લક છે એનું એને ભાન થતું. આજેય થોડી વાર એ સોફામાં બેદરકારીથી પડી રહી પણ હરિતની સ્વસ્થતા આગળ એ ઝંખવાણી પડી ગઈ. તે ધીમેથી બેઠી થઈ અને બોલી, 'કેમ ઘણા વખત પછી પાછી અલકા યાદ આવી?'

'એમ કંઈ તને ભૂલી જવાય?'

'તો પછી હજી તું મને ભૂલી ગયો નથી એમ? ભૂલી જવા તો મારા આગળથી ખસી ગયો'તો.'

'હા, ખસી ગયો હતો જરૂર. અને ત્યાર પછી તને ભૂલી પણ ગયો છું.'

'તો પછી આજે આમ એકાએક આવવાનું કારણ?'

'તારી પાસે આવવા માટે કારણની જરૂર ખરી?'

'હું તો માનતી નથી. પણ તારા જેવો જીવનમાં આદર્શ ધ્યેય અને સ્વપ્નાં ધરાવતો યુવક, આવી રીતે એક મારા જેવી વંઠેલી છોકરી સાથે બેસી સમયની બરબાદી કરે એ જરા નવાઈ જેવું તો ખરું.'

અલકાનો કટાક્ષ હરિતથી છૂપો રહ્યો નહિ. એ બોલ્યો, 'તું તારી જાતને વંઠેલી છોકરી માની તારું અભિમાન પોષવા માગતી હોય તો મને કંઈ વાંધો નથી. પણ મેં તને વંઠેલી કદી કહી નથી.'

'તો પછી કેમ આવવું પડયું? ભૂતકાળને જીવતો કરવા?'

'ના, ભૂતકાળને જગાડવાની મને ટેવ નથી.'

'પણ હું ભૂતકાળને ભૂલી શકતી નથી. હરિત, એ દિવસો યાદ આવે છે, જ્યારે હું તારી પાછળ ગાંડી બની હતી?'

'તું કોની પાછળ ગાંડી બની નથી ? તારો તો એ સ્વભાવ છે.'

'એવું ના બોલ હરિત. હજી પણ હું તને ચાહું છું. હજી પણ તારી બનવાની મારી તાલાવેલી ઓછી થઈ નથી.'

'પણ તું કોઈની બની શકે એમ નથી.'

'એ તારી ભૂલ છે. તું મને ઓળખી શક્યો નથી.'

'હું તને ઓળખું છું એટલું તો તારા કોઈપણ મિત્રે તને ઓળખી નહિ હોય. તારા મિત્રોએ તારા સંજોગોનો, તારા ભણતરનો, તારા અસ્થિર સ્વભાવનો અને તારી ઊગતી આંધળી જુવાનીનો લાભ ઉઠાવી, તારા ભાવિને બરબાદ કરી મૂક્યું છે.'

'ભલે, એમ. પણ એ ભાવિને તું સુધારી શકે એમ છે. મારું ભાવિ હવેથી તારા હાથમાં મૂકું છું.'

'ના, એ બની શકે એમ નથી. તારું ભાવિજીવન, તારા વર્તમાનજીવન કરતાં વધુ કારમું હશે. એ ધગધગતા ગોળાને હાથમાં રાખી હું જાતે જલી જવા માગતો નથી. તું તો ઝાળ છે.'

'હરિત શું કરવા મ્હેણાં મારે છે ? ચગડોળે ચઢેલું મારું ચિત્ત હવે ઠરી ઠામ બેસવા માગે છે. હું સ્થિર—સ્થાયીજીવન માગું છું. મારે જીવનમાં સલામતી જોઈએ છીએ. મને તું ન આપે ? તું મારી સાથે લગ્ન ન કરે ?'

હરિત, જાણતો જ હતો કે વળી વળીને વાત આ પ્રશ્ન પર આવ્યા સિવાય ઊભી રહેનાર નથી; આમ તો કેટલીય વાર અલકાએ લગ્ન માટે તૈયારી બતાવી હતી. પણ એ જાણતો હતો કે કોઈ પણ પુરુષ અલકા સાથે લગ્ન કરી સુખી થઈ શકે નહિ. અલકાની હથેળીમાં પડેલી કાળ·રેખાઓને કોણ ભૂસી શકે એમ હતું ? અલકા એટલે ચંચળતા: સાગરનું અસ્થિર મોજું: વૃત્તિઓના વંટોળની ઘૂમરીઓ : પ્રચંડ વાસનાના વહેણનો ધોધ : એ સ્ત્રી એકની થઈ શકે નહિ. અનેકની થયા સિવાય એનાથી રહેવાય નહિ. એના રોમરોમમાં જાગતી ભૂખ એક પુરુષને ભરખી જાય. એની દૃષ્ટિના

દાવાનળ એક પુરુષની દુનિયાને રંજાડી દે. અલકા—પત્ની? ગૃહિણી? એ ઘર કેવું હશે? એ જીવન કેવું હશે? આ વિચારે હરિત કંપી ઊઠ્યો. એ બોલ્યો: 'અલકા, લગ્નની વાત જવા દે. એ વાત હવે જૂની થઈ ગઈ. હું તને કોઈ કાળે પરણી શકું એમ નથી.'

'કારણ?'

'કારણ કે હું તને સુખી કરી શકું એમ નથી.'

'પણ હું તને સુખી બનાવીશ.'

'હા, તું સુખી બનાવી શકે. કારણ કે તું ગમે તેને ચાહતી હોય, પણ જેટલો વખત તું ચાહે એટલો વખત તું જરૂર પુરુષને સુખી બનાવી શકે. તારામાં એ આવડત છે; પણ એ આનંદ ઘડીમાં જતો રહે અને આખી જિંદગી જીરવવી ભારે પડે.'

'હરિત, તું નામર્દ છે.'

'કદાચ હઈશ તારી દૃષ્ટિએ. થોડા પરિચય પછી તને બધા જ પુરુષો નામર્દ લાગે છે એમાં જ તારા જીવનની કરુણતા સમાએલી છે.'

'હશે; પણ યાદ રાખજે કે હું પરણીશ અને તને બતાવી આપીશ કે હું પણ આદર્શ ગૃહિણી બની શકું છું.'

'તો મને આનંદ થશે એટલો બીજા કોઈને નહિ થાય. પણ તું પરણવા કોની સાથે માગે છે?' હરિતે પોતાના આવવાનો હેતુ, લાગ મળતાં જાહેર કર્યો.

'ગમે તેની સાથે. સરસિજ સાથે લગ્ન કરું, કમલેશ સાથે પણ ઠીક લાગે તો લગ્ન કરું; અને પેલો વીરેન્દ્ર તો મારી પાછળ જિંદગી આપવા તૈયાર થયો છે. એના ઉપર પણ ઉપકાર કરું.'

'ઉપકાર? લગ્ન એ તારા માટે ઉપકાર છે?'

'અલબત, વીરેન્દ્ર જેવા રખડતાને બીજું કોણ પરણવાનું છે?'

'તો પછી એ રખડતા સાથે તું પરણવા કેમ તૈયાર થઈ છે?'

'કારણુ કે હું એને સુધારી લઈશ. એના જીવનના વિવિધ અનુભવો, અને જિંદગી જીવવાની એની ઝંખના મને ગમી ગયાં છે. જિંદગીમાંથી કેવી રીતે સહેલાઈથી સુખ ચૂસી લેવું એની એનામાં આવડત છે.'

'અને સરસિજ ?'

'હા, સરસિજ પણુ ખરો. મને એનું ભોળપણુ ગમે છે. એની નિખાલસતા ગમે છે. જરા વેદિયો છે; પણુ આ બધા કરતાં એનામાં બુદ્ધિ છે. એ માણુસ આગળ એની છાપ પડે એવો એ છે. સરસિજ સાથે હું લગ્ન કરું પણુ ખરી.'

'હું એટલું જ ઇચ્છું કે એનું જીવન તું સુખી બનાવે અને તું પણુ સુખી થાય.'

'હા, હા, પરણીશ તો સુખી થઈશ અને એને સુખી બનાવીશ. સરસિજ મારી પાછળ ગાંડો છે.'

'પણુ તું એની પાછળ ગાંડી છે?'

'નહિ હોઉં તો બનીશ.'

'અલકા, તને ખબર તો હશે કે સરસિજ મારો મિત્ર છે. તને સલાહ આપું છું કે તું લગ્ન કરે તે પહેલાં હજાર વાર વિચાર કરી જોજે. હું જુદી રીતે ઘડાએલો છું, એ જુદી રીતે ઘડાએલો છે. તને રહેતાં આવડશે તો તારા જીવનની એકે એક પળને એ સુખ અને સંતોષથી ભરી દેશે; પણુ જો તું અત્યારની જ અલકા રહી તો હું તને ચેતવણી આપું છું કે એના જીવનને બરબાદ કરવાનો તને હક્ક નથી.'

'એ તારે જોવાની જરૂર નથી. મને કંઈ પણુ કહેવાનો હવે તને હક્ક નથી. મારો રસ્તો હું શોધી શકું એમ છું.'

વધારે વાત કરવામાં હરિતને સાર લાગ્યો નહિ. તોફાની સાગરમાં હલે ચઢેલી નાવની જેમ અલકાને મૂકી એ ચાલતો થયો.

એ ઘેર આવ્યો ત્યારે સરસિજ ખુરશીમાં પડ્યો પડ્યો કંઈક ઊંડા વિચારમાં ગરકાવ થઈ ગયો હતો. છેલ્લા કેટલાક દિવસોથી આમ ઘણી વાર

ઘણા વખત સુધી એકલો પડી રહેતો એનું ચોક્કસ કારણ હરિતને જણાઈ ગયું. આજે સરસિજની નાડ પકડવાનો એણે નિશ્ચય કર્યો.

'કેમ શા વિચાર ચાલે છે? હું ઘરમાં આવ્યો એની પણ ખબર પડતી નથી?'

ઝબકીને સરસિજે હરિતની સામે જોયું અને બોલ્યો: 'નહિ રે, વિચાર શા ને વાત શી?'

'અરે એમ તે હોય!' અને હસતાં હસતાં ઉમેર્યું: 'લગ્નનો દિવસ તો નક્કી નથી કરતો ને?'

'લગ્ન?'

'હા, હા, લગ્ન. અલકા સાથે.'

'હું!' બોલી સરસિજે મૌન સેવ્યું. અને થોડી વાર પછી બોલ્યો: 'એ તો થઈ રહેશે. એની શી ઉતાવળ છે?'

કેટલાક નિખાલસ માણસો લુચ્ચા થવાનો પ્રયાસ કરે છે ત્યારે બહુ કઢંગા લાગે છે. વાત ઉરાડવાનો સરસિજે પ્રયાસ કર્યો ત્યારે હરિતને પણ એમ લાગ્યું. છતાંય એ બોલ્યો: 'આવી બાબતમાં ઢીલ કરવામાં કંઈ ફાયદો નથી. એ તો વખત આવે સોગઠી મારી લેતાં આવડવી જોઈએ.'

'કેમ વારું?'

'જોને, અલકા લગ્ન કરવા તૈયાર છે તો પછી તારે શો વાંધો છે?'

'એ તને ક્યાંથી ખબર પડી?'

'હું હમણાંજ ત્યાં જઈને આવ્યો.'

'ત્યાં જઈને આવ્યો?' સરસિજે પૂછ્યું.

'ત્યાં જઈ આવ્યો?' સરસિજના મગજમાં એ વાક્યનો પડઘો પડયો.

'એમાં ઈર્ષા કરવાની જરૂર નથી.'

'મને શા માટે ઈર્ષા થવી જોઈએ?'

'આવવી તો જોઈએ જ' મગજમાં પાછું કોઈ બોલી ઊઠ્યું.

'કદાચ તારા દિલમાં એવી લાગણી હોય તો કાઢી નાખજે. હું તારા માર્ગમાં આવવાનો નથી; પણ એક વાત પૂછું?'

'જરૂર.'

'અલકા સાથે લગ્ન કરવાનો તેં પાકે પાયે નિર્ણય કરી લીધો છે?'

'હા.'

'બધી રીતે વિચાર કરી જોયો છે?'

'અલબત્ત.'

'એ લગ્ન સફળ થશે એની પણ તને ખાત્રી છે?'

'હા, મારામાં મને વિશ્વાસ છે.'

'અને અલકામાં પણ?'

'નહિ હોય તો લાવીશ.'

'તો પછી મારે કંઈ કહેવાનું નથી.'

'નહિ, તારા મગજમાં કંઈક ચાલી રહ્યું છે. તું કંઈક કહેવા માગે છે પણ કહી શકતો નથી,—કહો કે છુપાવવા માગે છે.'

'જરૂર. હું તને કંઈક કહેવા માગું છું; પણ આ બાબત એટલી બધી નાજુક છે કે આપણી બેની વચ્ચે નાહકની ગેરસમજૂતી થાય કે ખટરાગ પેદા થાય.'

'એવું કંઈ નહિ થાય એની ખાત્રી આપું તો તું વાત કરે ખરો?'

'ચોક્કસ.'

'તો પછી કહે, પેટમાં પાપ રાખ્યા વિના.'

'જો સરસિજ, અલકા આધુનિક સંસ્કૃતિનું એક વિકૃત સર્જન છે.'

'આપણે બધા ક્યાં નથી?'

'થોડે ઘણે અંશે આપણે બધા છીએ. પણ સ્ત્રી જ જ્યારે સંસ્કૃતિનું વિકૃત સર્જન બની જાય છે ત્યારે એનાં પરિણામ કદી સારાં આવતાં નથી. એ વખતે એ ઘરનો પ્રશ્ન રહેતો નથી, સારાય સંસારનો પ્રશ્ન બની જાય છે; અને સંસારમાં હોળીઓ સળગે છે.'

'તારી અને અલકા વચ્ચે કંઈ પૂર્વગ્રહ લાગે છે. જ્યારે જ્યારે તું એની વાત કાઢે છે ત્યારે ત્યારે એની વિરુદ્ધ તારે કંઈક કહેવાનું હોય છેજ.'

આ વાક્યથી હરિતને ઓછું તો આવ્યું પણ કોઈ પણ હિસાબે આજે એ સરસિજને કહી નાખવા માગતો હતો. એટલે બોલ્યોઃ 'હા, હું અલકાની વિરુદ્ધ બોલું છું, કારણ કે તને હું બચાવી લેવા માગું છું. તું અલકા સાથે લગ્ન કરે એ મને બિલકુલ ગમતું નથી.'

'હરિત આટલો બધો અલકામાં કેમ રસ લે છે?' શંકાએ સરસિજના મગજમાં પાંખો ફફડાવવી શરુ કરી.

'કારણ?' હરિતે પૂછયું.

'કારણો આપવા જાઉં તો એનો પારેય ન આવે.'

'સાંભળ્યું ને? કેવી વાત ઉરાડવા માગે છે!' શંકાએ સરસિજને ટકોર કરી.

'પણ કંઈક કારણ તો હશે જ ને?'

'મારે તને જે કહેવાનું હતું તે સીધી યા આડકતરી રીતે મેં અનેક વાર કહી દીધું છે; એટલે એની એ વાતો ફરીથી કહેવી મને ઠીક લાગતી નથી.'

'શાનો કહે? પેટમાં પાપ હોય તે!' શંકાએ ચોખવટ કરી.

'પણ તું ચોક્કસ કારણ આપે તો સમજાણ પડે. તારી અને અલકા વચ્ચે કેવો સંબંધ છે, યા હતો—કે જેને આધારે તું એના વિશે ચોક્કસ અભિપ્રાય આપે છે—એ બધું તો તું મને કહેતો જ નથી. વારંવાર તું તો આટલું જ કહ્યા કરે છે કે અલકા સાથે લગ્ન નહિ કરતો. આનો અર્થ શો?'

'મારી અને અલકા વચ્ચે જેને તું 'સંબંધ' કહે છે એવું તો કશું છે જ નહિ—હતું પણ નહિ—હું એના નિકટ પરિચયમાં આવેલો છું અને

એની મર્યાદાઓ અને મૂર્ખાઈઓ જાણું છું એટલે એના વિશે તને કહી રહ્યો છું. તને એમ લાગતું હોય કે હું તારા માર્ગમાં આડખીલીઓ ઊભી કરવા માગું છું તો આજથી અલકા વિશે હું એક હરફ પણ ઉચ્ચારીશ નહિ.'

'શબ્દોની જાળ—ચેતજે!' શંકાએ પણ જાળ બિછાવવા માંડી.

'હું માનું છું કે અલકા સાથેનો મારો અનુભવ તારા કરતાં સાવ જુદો છે—બલ્કે વિરુદ્ધ છે.'

'કારણ કે તું અલકાના પ્રેમમાં અંધ બનેલો છે. મે એને ખુલ્લી આંખે બુદ્ધિના ત્રાજવાંમાં તોલી જોઈ છે.'

'બધી સ્ત્રીઓને બુદ્ધિના ત્રાજવામાં તોલવા જતાં આપણે સ્ત્રીજાતિને અન્યાય કરીએ છીએ. તારો મુખ્ય વાંધો એ છે કે અલકા પત્ની ન બની શકે. હું માનું છું કે આવી સ્ત્રીમાં પરણ્યા પછી પલટો આવે તો એના જેવી બીજી કોઈ આદર્શ ગૃહિણી ન બની શકે. હું જોવા માગું છું કે તું સાચો છે કે હું સાચો છું.'

હરિત મૌન રહ્યો. થોડી વાર પછી બોલ્યો: 'બસ, હવે આ વાત પડતી મૂક.'



૧૪

જિંદગીમાં પહેલી વાર અલકા લગ્ન વિષે ગંભીરતાથી વિચાર કરી રહી હતી. હરિતનું ગુમાન તોડવા એણે લગ્ન કરવાનો નિરધાર કર્યો હતો અને તે પણ સરસિજની જ સાથે. પોતાની ભૂતકાળની જિંદગી પર એક નજર નાખતાં એના મનમાં પ્રશ્ન થયો કે શું એ સરસિજને છેતરી તો નથી રહીને ? પણ તુરત જ સમાધાન થયું. 'મારા વિષે સરસિજ ન જાણતો હોય તો આટલા પરિચય પછી બધું જાણી લેવું જોઈતું હતું. અને મેં ક્યાં કશી વાત એનાથી છુપાવી છે ? મારા કેટલા મિત્રો છે એ તો એ સારી પેઠે જાણે છે. હું કેવી રીતે ઊછરી છું એની પણ એને માહિતી છે; એટલે એની સાથે હું દગો રમી રહી છું એમ તો ન જ કહેવાય. હા, બધી વાતોના મેં ખુલાસા એવી રીતે આપ્યા છે કે સાચી હકીકત જાણતાં વાર લાગે. પણ એમાં મારો શો દોષ ?' આગળ વિચાર ચાલે તે પહેલાં તો ટેલિફોનની ઘંટડી વાગી. ફોન કમલેશનો હતો અને એ એને મળવા પાંચદસ મિનિટમાં

આવવાનો હતો. કમલેશ અલકાનો સૌથી માનીતો મિત્ર હતો. કમલેશના વેરણછેરણ વાળ એને ગમતા, એની બેદરકારી એને આકર્ષતી, એની કપડાં પહેરવાની લાપરવાહીમાં એને રસ આવતો. એની મોટી વિશાળ છાતી અને પહોળા ખભા એને ગમતા. એના આખા શરીરને જોયા કરવામાં એને ન સમજાય એવો આનંદ આવતો. અલકા અને કમલેશ વચ્ચેના સંબંધ વિશે ઘણાને આશ્ચર્ય થતું, કારણ કે અલકા બુદ્ધિશાળી યુવતી ગણાતી, ત્યારે કમલેશ સાવ સામાન્ય બુદ્ધિનો યુવાન લેખાતો. કમલેશ પાસે પૈસા હતા એટલે ઘણા કહેતા પણ ખરા કે એ તો પૈસા છે એટલે અલકાને અને એને બને છે; પણ એ વાત સાચી ન હતી. અલકા પાસે પૈસો હતો એટલે પૈસાની તો એને ભૂખ ન હતી. એને આકર્ષણ હતું કમલેશના શરીરનું. એની બુદ્ધિનો બદલો એને એનું ભરાવદાર રૂપાળું શરીર વાળી આપતું.

એટલામાં કમલેશ આવ્યો. કમલેશને જોઈ અલકા ધીમું હસી. એ સ્મિતમાં આવકાર તો હતો જ પણ એથી પણ કંઈક વિશેષ હતું એ કમલેશ સમજી ગયો. અલકા બીજાઓ સાથે પણ હરતીફરતી તેથી થોડા વખતથી અલકા અને કમલેશ વચ્ચેનો સંબંધ જરા તૂટ્યો હતો; એટલે ઘણા વખત પછી પહેલાંનું સ્મિત એણે અલકાના હોઠ પર રમતું જોયું. એ સ્મિત ઠગારું હતું એ સમજવામાં એને વાર લાગી નહિ; પણ ઠગવું અને ઠગાવું, એ એને માટે નવીન વસ્તુ ન હતી. એ સ્મિત ઠગારું હતું કે સાચું હતું, એની સાથે એને નિસબત પણ ન હતી. એ સ્મિત હતું—એટલું એ જરૂર જાણતો હતો અને એ સ્મિત એને બોલાવતું હતું એ પણ એટલું જ સાચું હતું.

અલકાના સ્મિતનો જવાબ કમલેશે પણ સ્મિતથી આપ્યો. જ્યારે સ્ત્રીપુરુષ એકબીજાની સામે જોઈ વિશિષ્ટ રીતે હસે છે ત્યારે એ સ્મિતમાં રહસ્ય સમાયેલું હોય છે અને જે વસ્તુમાં રહસ્ય હોય છે એ વસ્તુ વિષે દુનિયા જાતજાતની અટકળ બાંધે છે. પ્રેમ પણ જીવનનું એક રહસ્ય છે; અને તેથી જ પ્રેમ વિષે જગતની જીભને ઘણું કહેવાનું હોય છે. અલકાનું જીવન પણ રહસ્યપરંપરા હતું એમ એના મિત્રો માનતા.

કમલેશ અલકાની પાસે આવ્યો અને ઊભો રહ્યો. અલકાને એ નિકટતા ગમી. ઠેઠ હાથની આંગળીઓ પર આવી ગયેલ રેશમી કફનીની બાંય કમલેશે અર્ધો હાથ સુધી ઊંચી કરી, એ ક્રિયા એની આંખો જોઈ રહી; અને ખુલ્લા થયેલ ભરાવદાર હાથના કાંડા પર ઠરી ગઈ. એ સશક્ત કાંડાને મુલાયમ સ્પર્શ કરવાની એને ઇચ્છા થઈ આવી એ ઇચ્છાને એ અટકાવી શકી નહિ અને એણે કમલેશનો હાથ પકડી, ખેંચી, પાસેની ખુરશી પર બેસાડી દીધો. એ સ્પર્શથી એની નસોમાં વહી રહેલા લોહીને નશો ચઢ્યો. એ નશો એની આંખમાં આવ્યો અને એની ઘેરાતી આંખોમાં ઘૂમરીઓ ખાવા લાગ્યો.

કમલેશે અલકાને સ્વસ્થ કરવા વાતચીત શરૂ કરી. લગ્ન વિષે વાત કાઢી એટલે અલકાએ આનંદમાં આવી જઈ સમાચાર આપ્યા કે એ સરસિજ સાથે લગ્ન કરવાની છે. કમલેશે પહેલાં તો આ વાત માની નહિ; પણ અલકાએ પોતાનો એ નિર્ણય આખરી છે એ જણાવ્યું ત્યારે કમલેશને પણ એ વાતમાં વજૂદ લાગ્યું. અને પછી તો અલકા સરસિજનાં વખાણ કરવા ચઢી. એનો ભોળો સ્વભાવ કેટલી હદ સુધી ભોળો થઈ શકે છે એના દાખલા આપી એણે સરસિજને સાતમે આસ્માન ચઢાવી દીધો. પણ આ બધા વાર્તાલાપ દરમિયાન એણે કમલેશનો હાથ છોડ્યો નહિ. સરસિજનાં ગુણગાન ગાતી અલકા, અત્યારે પણ પોતાના હાથના સ્પર્શથી આટલો બધો સંતોષ અને આનંદ અનુભવતી હતી એનું કારણ કમલેશ સમજી શક્યો નહિ. સમજવાની એણે કોશિષ પણ કરી નહિ. અલકા હવે બીજાની પત્ની થવાની છે એ શું કમલેશ ભૂલી ગયો હતો? પોતે સરસિજની પત્ની થવાની છે એ શું અલકા ભૂલી ગઈ હતી? ના, કોઈ કશું ભૂલી ગયું ન હતું. બન્ને સભાન હતાં; પણ કોઈને એમ નહોતું લાગતું કે બન્નેના આ સંબંધમાં કશું અજુગતું છે. અલકા માનતી કે કમલેશને ચાહવા છતાં પણ, સરસિજ તરફનો એનો પ્રેમ જરાય ઓછો થનાર નથી. કમલેશ માનતો કે સ્ત્રીના પર પત્નીની છાપ પડી એટલે સદાકાળ એ એક પતિની પત્ની જ રહેતી નથી. વિજ્ઞાનના ધાવણથી ઊછરેલી આધુનિક સંસ્કૃતિનાં બન્ને ઊછેર હતાં, એટલે બુદ્ધિને લાગણીનો લાગતો કાચો પાસ પ્રસંગ આવતાં ભૂંસાઈ જતો.

એકાએક અલકા ઊભી થઈ, અને ટેબલ પર પડેલી પર્સમાંથી એણે પોતાનો ને સરસિજનો ભેગો ફોટો કાઢ્યો, અને કમલેશના હાથમાં મૂક્યો.

કમલેશે કહ્યું : 'અલકા, આ ફોટો હમણાં જ પડાવ્યો કે શું? આ ફોટામાં તો તું ખરેખર સરસ લાગે છે. તે દિવસે મેં તારો ફોટો લીધો હતો એના કરતાં આ તો હજાર દરજ્જે સારો છે.' કમલેશ આગળ બોલે તે પહેલાં જ અલકાએ કહ્યું:

'આ ફોટામાં સરસિજ પણ ક્યાં ખોટો દેખાય છે?' આમ કહી એ કમલેશની વધુ નજીક આવી. કમલેશે પોતાનો હાથ અલકાના ખભા પર મૂક્યો અને દબાવ્યો. અલકાની આંખ કમલેશ તરફ ફરી અને પાછી વળી ગઈ. અલકા બોલી :

'જો, આ પોઝમાં પહેલાં તો સરસિજ બેસવાનું ના પાડતો હતો; પણ મેં જ એને કહ્યું કે તું એક વાર આ પોઝમાં ફોટો પડાવી તો જો? પછી કેવો લાગે છે તે મને કહેજે; અને પછી તો જ્યારે એણે આ ફોટો જોયો ત્યારે તો એ ગાંડો થઈ ગયો.' તદ્દન નિખાલસતા અને નિર્દોષતાથી બોલાયલા આ શબ્દોમાં, અલકાનો સરસિજ પ્રત્યેનો પ્રેમ, કમલેશથી છૂપો રહ્યો નહિ. એ સાંભળી રહ્યો. અલકા પણ થોડી વાર પછી બોલતી બંધ થઈ. ઘરમાં ક્ષણવાર શાંતિ પથરાઈ ગઈ. એ શાંતિએ અલકાના મગજને અશાન્ત કરી દીધું. એણે મોઢું ફેરવ્યું, કમલેશ સામે જોયું. અલકાના બે ગાલ તરફ કમલેશના બે હાથ ધીમેથી આવ્યા, ગાલ પર બેઠા, હાલ્યા, ફરવા લાગ્યા, અને ગાલ પર ધસી આવેલી લાલિમાને પંપાળી રહ્યા. બન્નેએ એકબીજાની આંખોમાં જોયું. બન્નેની આંખોમાં વંટોળ ચઢ્યા હતા. બન્નેને એ જોવું ગમ્યું. કમલેશ બોલ્યો: 'ત્યારે તું સરસિજ સાથે લગ્ન કરવાની, કેમ?' અલકા બોલવા ગઈ: 'હા' પણ એ અક્ષર બહાર નીકળે તે પહેલાં તો બન્નેના હોઠ વચ્ચે ચગદાઈ ગયો.



# ૧૫

સરસિજ અને અલકાનાં લગ્ન થઈ ગયાં. હરિતે સરસિજને સમજાવવાના ઘણાયે પ્રયાસો કર્યા પણ સરસિજનો મક્કમ નિર્ણય જોઈ એણે એ વાત પડતી મૂકી અને લગ્નજીવનની સફળતા વા નિષ્ફળતા બન્ને જણની કુનેહ અને કિસ્મત પર છોડી દીધી. કેટલીક વાર માનવીને જેટલી સ્વતંત્રતા પ્રિય લાગે છે તેટલું બંધન પણ ગમી જાય છે. સરસિજને લાગતું હતું કે અલકાને ગૃહજીવન ને લગ્નજીવનની સીમાઓ અકારી લાગશે; પણ એની એ માન્યતા ખોટી પડી. લગ્ન પહેલાંની અને લગ્ન પછીની અલકામાં એને ઘણો તફાવત જણાયો. જીવનમાં આનંદો અને અનુભવો માણી ચૂકેલી અલકાને લગ્નજીવનમાં ખાસ નવીનતા જણાશે નહિ એમ સરસિજનું ધારવું હતું; પણ અલકા જે રીતે ઘરની નાની નાની બાબતોમાં પણ રસ લઈ રહી હતી તે જોતાં સરસિજને હરિતનું કહેવું બધું ખોટું લાગ્યું. અલકાએ પોતાને માટે આત્મભોગ આપ્યો ન હતો? એનો પડતો બોલ એ ઉપાડી લેતી

ન હતી? એની જરૂરતોને એ કેટલી સહજતાથી પૂરી પાડતી હતી? આવી સ્નેહાળ અને મમતાભરી અલકા વિષે એણે કેટલીક વાર કરેલા દુષ્ટ વિચારો માટે એને દિલગીરી થઈ. અલકાને પણ સરસિજનો બાળકસમો સ્વભાવ ગમ્યો. એને સુખી અને સંતોષી રાખવા માટે એણે પોતાની બધી શક્તિ ખર્ચી નાખી. બન્નેનું લગ્નજીવન સ્નેહ અને સુખથી સભર હતું. પણ અહોરાત્ર જાગ્રત રહેતો માનવી જેમ પોતાનો મિત્ર બની શકે છે તેમ શત્રુ પણ બની શકે છે. સરસિજની અમુક પ્રકારની વર્તણૂકથી, વલણથી અને વાતચીતથી અલકાને લાગ્યું કે સરસિજને જેટલો ભૂતકાળમાં રસ છે એટલો વર્તમાન કે ભવિષ્યમાં નથી. ઊંઘમાં એણે એને અનેક પ્રકારના અસંબદ્ધ લવારા કરતાં સાંભળ્યો હતો. અચાનક ઝબકી જાગી જતાં જોયો હતો. જાણે કશાકથી બ્હીતો હોય, જાણે કોઈ એને પકડવા પાછળ પડ્યું હોય અને એ નાસી છૂટવા માગતો હોય, જાણે એની સામે કોઈ લેણદાર આવી ઉઘરાણી કરી રહ્યો હોય અને એ કંઈ જવાબ આપી શકતો ન હોય—એવી મનોદશામાં અલકાએ એને ઘણીયે વાર જોયો હતો. બન્ને જણ, અલબત્ત, સાથે જ હરતાં ફરતાં, આનંદ કરતાં; પણ બન્નેની વચ્ચે અંતરપટ હતું, જે સરસિજ ચીરી નાખવા માગતો હતો પણ ચીરી શકતો ન હતો. બન્ને જણનો ભૂતકાળ, વર્તમાન કે કદાચ ભાવિ કરતાં વધુ વૈવિધ્ય અને કૌતુકભર્યો હતો. પણ અલકા ભૂતકાળમાંથી આનંદ મેળવતી તો સરસિજ ભૂતકાળ સંભારી દુ:ખી થઈ જતો. એક જણે પોતાના ભૂતકાળને ખુલ્લો કરી દીધો હતો અને જીવનસફર શરુ કરી હતી, ત્યારે બીજાએ પોતાની ભૂતકાળની ભેદી પોટલી માથે મૂકીને આગેકદમ ઉઠાવ્યા હતા; પરિણામે એક જણનું જીવન મુક્ત અને હળવું હતું, ત્યારે બીજાનું જીવન ભૂતકાળના વજનથી કચરાઈ રહ્યું હતું. બન્નેને પરસ્પર પ્રેમ હતો. અલકાએ સફળતાથી પોતાના ભટકતા હૃદયને ખીલે બાંધી દીધું હતું પણ સરસિજ એ હૃદયને સાચવી શકશે કે કેમ એ વિષે એના મનમાં શંકા હતી. બન્નેના મગજમાં ગેરસમજૂતીનાં જાળાં બંધાઈ રહ્યાં હતાં. સરસિજને કોઈક વખત ઊંડા વિચારમાં પડેલો જોઈ, અલકાને લાગતું કે પોતાના સ્વચ્છંદી ભૂતકાળ માટે, સરસિજને અફસોસ થઈ રહ્યો છે.

ખરું કારણ જુદું જ હતું. કસ્તુરીને કરેલો ઘોર અન્યાય સરસિજ ભૂલી શકતો નહિ, અને તેથી સરસિજના પ્રેમમાં અલકાને અપૂર્ણતા લાગતી. એક દિવસ અલકાએ હસતાં હસતાં કહ્યું:

'પરણવું છે, પરણવું છે એમ રોજરોજ કહ્યા કરતો હતો તે હવે પરણ્યો. સંતોષ થયો ને?'

હા, પરણ્યા તો ખરા, પણ તારે જાણે કંઈ નિસ્બત જ ન હોય અને જાણે તેં મારા પર મોટો ઉપકાર કરી દીધો હોય એમ કેમ બોલે છે?'

'ઉપકાર એક વાર નહિ પણ હજાર વાર. અનેક જણ મારી પાછળ ગાંડા બન્યા હતા. એ બધાંને મૂકીને હું તને પરણી એ ઉપકાર નહિ તો બીજું શું?' અને આમ બોલી અલકા, મસ્તીની છોળોને આંખોમાં રમાડતી, સરસિજ તરફ જોઈ રહી.

સરસિજને લાગ્યું કે અલકાએ હસતાં હસતાં પણ મ્હેણું મારી લીધું અને આ વિચાર આવતાં જ એના મનનાં નીતરેલાં પાણી ડહોળાઈ ગયાં. 'શા માટે એણે આ પરિસ્થિતિ ઊભી કરી હતી? હાથે કરીને એણે જીવતરમાં શા માટે કાંટા પાથર્યા હતા? કસ્તુરી શું ખોટી હતી? હરિતે તો એને ચેતવ્યો જ હતો કે અલકાને પરિણીત જીવનના ચોકઠામાં પૂરીશ કે તારા હાથમાં એનું ખોખું જ આવશે—એનો આત્મા ઊડી જશે. શું અલકાનો આત્મા એટલામાં ઊડી ગયો હતો? અને જો એમ હોય તો એ માટે જવાબદાર કોણ હતું?' આવી વિચારધૂરાના વજનથી અકળાઈ જઈ એણે કહ્યું: 'ભલે, તું એમ માનતી હોય કે મારી સાથે લગ્ન કરીને તેં મારા પર ઉપકાર કર્યો છે તો તારો એ પ્રકારનો આત્મસંતોષ જોઈ મને તો આનંદ જ થશે.'

'કેટલો ભોળો છે! એટલામાં એને ખોટું લાગ્યું!' અલકા મનમાં બબડી અને કેવળ મજાકમાં બોલાઈ ગએલાં વાકયો માટે પશ્ચાતાપ કરતાં કહ્યું:

'મને માફ કર સરસિજ, મારી ભૂલ થઈ. તને સુખી કરવા હું પરણી છું—દુઃખી કરવા નહિ. તારા જીવનને સફળ બનાવવા તારા પડખામાં આવી

છું,—નિષ્ફળ અને નિષ્ક્રિય નહિ. સરસિજ, હું તને ખાત્રી આપું છું કે હું તને દગો નહિ દઉં. ભૂતકાળની અલકાને મારી નાખવા હું રાતદિવસ પ્રયાસો કરું છું પણ એ મરતી જ નથી. જેમ જેમ એને મારી નાખવા પ્રયત્ન કરું છું તેમ તેમ અનેક અલકાઓ મારી નજરે પડે છે અને મને બ્હીવડાવે છે. સરસિજ, હવે એવું કદી નહિ બોલું' એમ કહી સરસિજના ખોળામાં માથું મૂકી એ રડી પડી, અને રેશમ જેવા સુંવાળા વાળ પર હાથ ફેરવતો સરાસજ, અલકાના બાળકસમા માનસ વિષે વિચારમાં ગરકાવ થઈ ગયો, અને બબડ્યો: 'હું એને કેટલો અન્યાય કરી રહ્યો છું!' આ વાક્ય બોલ્યા પછી એ ચૂપ થઈ ગયો, ચમકયો, અને આસપાસ જોવા લાગ્યો. કંઈક સાંભળી રહ્યો હોય એમ ટટાર થયો. એ વાકયના પડઘા એ હવામાં સાંભળી રહ્યો હતો—કે એની હૃદયગુહામાં એ પડઘા પડી રહ્યા હતા એનો એ નિર્ણય કરી શક્યો નહિ. પણ એને કોઈ કહી રહ્યું હતું કે 'તું પણ મને અન્યાય નથી કરી રહ્યો?' એ વાકય કોણ બોલી રહ્યું હતું? એ વાકયના પડઘા એના મગજ પર અથડાઈ રહ્યા હતા અને એને અસ્વસ્થ બનાવી રહ્યા હતા.

થોડી વાર પછી અલકા જાગી ઊઠી અને જોયું તો હજીય એ સરસિજના ખોળામાં માથું નાખ્યા સૂઈ રહી હતી. એ સફાળી બેઠી થઈ ગઈ અને સરસિજની સામે જોયું તો એણે સરસિજની આંખોમાં, પડું પડું થઈ રહેલી શ્રાવણની વાદળી જોઈ. સરસિજ રડતો ન હતો—પણ હૃદયમાંથી ધસી આવતા રૂદનના આવેગને થંભાવવાનાં વલખાં મારી રહ્યો હતો. સરસિજને સુખી કરવા પોતે આટઆટલું કરી રહી હતી છતાં પણ સરસિજ આમ કેમ એની તરફ વર્તતો હતો? 'મારો ભૂતકાળ એને સતાવી રહ્યો હતો? પણ મેં એનાથી કશું છુપાવ્યું નથી: પછી શા માટે એ મને દુ:ખી કરી રહ્યો હતો? આવી રીતે જીવન કેવી રીતે જશે? મારા ભૂતકાળને ભૂલી જવાની ઉદારતા એ કેમ દાખવી શકતો નથી?' અલકાનું મગજ આ વખતે ખરેખર ઉશ્કેરાઈ ગયું; પણ એણે સંયમ રાખ્યો અને પૂછ્યું: 'સરસિજ, કોઈ દિવસ નહિ ને આજે આંખો ભીની કેમ છે?'

'ભીની આંખ?' સરસિજ વાત ઉડાવવા માગતો હતો.

'હા, હા. તારી આંખમાં આજે આંસુ જોઉં છું: તારી આંખો તો જો, રડી રડીને કેવી લાલઘૂમ થઈ ગઈ છે?'

'ખોટી વાત. હું જિંદગીમાં ભાગ્યે જ રડ્યો છું, અલકા, મારી આંખોમાં એમ સહેલાઇથી આંસુ આવતાં નથી. એ મારા જીવનની અનેક કરુણતામાંની એક કરુણતા છે.'

'અનેક કરુણતા?' ચકોર અલકાએ એ શબ્દોને પકડી લીધા, અને કહ્યું: 'એવું તે શું તારા જીવનમાં બની ગયું છે કે જેથી તારા હૃદયમાં આંસુને સ્થાન નથી?'

'આંસુને સ્થાન તો છે. મારું હૃદય રીઢું નથી થઈ ગયું અલકા, સદાય દ્રવી રહ્યું છે—સદાય જલી રહ્યું છે.'

'કોના માટે દ્રવી રહ્યું છે? કોના માટે એ જલી રહ્યું છે? કે પછી હું તારા હૃદયને જલાવી રહી છું અને તારું હૃદય કોઈ બીજા માટે દ્રવી રહ્યું છે?'

સરસિજને લાગ્યું કે આગળ વાત લંબાવવામાં આવશે તો અલકા જેવી ચબરાક સ્ત્રીને, પોતાના ભૂતકાળમાં ડોકિયું કરી જતાં વાર નહિ લાગે: એટલે વાત ટુંકાવવા એ બોલ્યો: 'મારું હૃદય હવે તારા સિવાય કોઈને માટે દ્રવે એમ નથી.'

'જુઠ્ઠી વાત' અલકાએ મક્કમતાથી કહ્યું. 'તારા હૃદયના ખૂણામાં તેં કંઈક સાચવી રાખ્યું છે—સંતાડી રાખ્યું છે. તું મને એ કહેવા માગતો નથી. ભલે: તારે કહેવાની ઇચ્છા ન હોય તો મારે સાંભળવાની પણ ઇચ્છા નથી; પણ યાદ રાખજે, વખત જતાં એ સંતાડી રાખેલી વસ્તુ વિરાટ રૂપ ધારણ કરશે અને એના ભાર નીચે તારું આખું જીવતર કચરાઈ ન જાય એની સાવચેતી રાખજે.'

'અલકા—અલકા...'

'હું ખરું કહું છું સરસિજ. મને દુ:ખ એટલું જ થાય છે કે તું હજી મને સમજી શક્યો નથી. સ્ત્રીઓ, જીવતરની ગાંઠો જેટલી સહેલાઇથી અને સહજતાથી ઊકેલી શકે છે અને ભૂલી જઈ શકે છે એટલી સહેલાઇથી અને

સહજતાથી તમે—પુરુષો—વસ્તુને વિસરી શકતા નથી. તું કેમ ભૂતકાળને ભૂલી-શકતો નથી?'

'કોનો ભૂતકાળ?'

'મારો.'

'તારો? તારો ભૂતકાળ અલકા, હું ભૂલી ગયો છું.' સરસિજને ઘડીભર થઈ આવ્યું કે કસ્તુરીની બધી વાત અલકાને કહી દઉં; પણ કહી ન શક્યો. વલોવાતા હૃદયે બોલ્યો, 'જવા દે એ વાત અલકા, હું દુઃખી છું. તું સુખી છે એટલું મારે મન અત્યારે બસ છે.'

'લગ્ન પહેલાં સુખી હતો, હવે દુઃખી છે; એમ ને?

'ના, ના, એમ નહિ. હું તો જન્મથી જ દુઃખી છું. ધાર્યું'તું કે તને પરણ્યા પછી સુખી થઈશ; પણ સુખી થઈ શક્યો નહિ.'

'કારણ હું કે તું?'

'હું જ એનું કારણ છું અલકા. મને સુખી કરવા તે શું નથી કર્યું? પણ કેટલાક માણસો જગતમાં સુખી થઈ શકતા નથી. એમાંનો હું પણ એક છું.'

'અને કેટલીક સ્ત્રીઓ જગતમાં પુરુષને સુખી કરી શકતી નથી—કદાચ એમાંની હું એક હોઈશ.'

'અલકા, આજે તને શું થઈ ગયું છે? આવું બોલી મને બહુ દુઃખી ન કરીશ. મારી આ માનસિક પરિસ્થિતિ માટે હું જ જવાબદાર છું. હું ઇચ્છું છું કે મને એક ભયંકર અકસ્માત થાય અને હું સ્મરણશક્તિ ગુમાવી બેસું—ભૂલી જાઉં,—બધું ભૂલી જાઉં,—સારોય ભૂતકાળ ભૂલી જાઉં. મારા માટે બે જ કાળ હોય—વર્તમાન અને ભવિષ્ય.'

'સમજી ગઈ સરસિજ. મારો ભૂતકાળ તારા ગળાની આસપાસ ઘંટીના પડની જેમ પડ્યો છે એમ'જ ને? હું ગમે તેવી હોઈશ,—પાપી હોઈશ, ચારિત્ર્યહીન હોઈશ—તારી સાથે લગ્ન કર્યું તે પહેલાં અનેકની સાથે

ફરીફરી આનંદ લૂંટ્યો—લુંટાવ્યો હશે. પણ મેં કોઈ દિવસ એ છુપાવ્યું નથી. એક દિવસ એવો હતો કે મને ઘણા ચાહનારા હતા, છતાં હું હરિતની પાછળ ગાંડી બની હતી—હજુ પણ છું. પણ મેં કોઈ દિવસ, લગ્નપછી હરિતની વાત કાઢી છે? લગ્ન પછી મેં મારા ભૂતકાળને દફનાવી દીધો નથી? સરસિજ, હું તને કેવી રીતે સમજાવું કે હું ભૂતકાળની અલકા નથી રહી? સરસિજ, તું મને સંભાળી નહિ શકે તો પાછી હું ક્યાં પછાટ ખાઈશ એની મનેય અત્યારે ખબર નથી. જ્યારે યૌવનનાં મોહવાદળી જીવતર પર ઝૂમી રહ્યાં હતાં ત્યારે ઘણાયે મને દેવી કરી સ્થાપી હતી, પૂજી હતી, સર્વસ્વ હોમ્યું હતું. મને એ બલિદાન ગમતું. હું એ ટાણે જીવનસાફલ્યની મંગલ ઘડી અનુભવતી; પણ યૌવનકાળમાં એવો પણ સમય આવે છે કે જ્યારે સ્ત્રીને પ્રશંસા ગમતી નથી, વ્યક્તિપૂજા ઘૃણા ઉપજાવે છે, પડતો બોલી ઉપાડી લેનારા પુરુષો ક્ષુદ્ર લાગે છે. એવે સમયે કોઈક આવે છે—એની જીભ પર પ્રશંસા નથી હોતી, એના હૃદયમાં પ્રેમનો ક્ષણિક થડકો નથી હોતો, એની આંખમાં કેવળ લાગણીની કુમાશ નથી હોતી, એ વિનવતો નથી, આજ્ઞા કરે છે; એના વર્તનમાં સ્ત્રીને જીતી લેવાની ચાલબાજી નથી હોતી; પણ સ્વાભાવિક ખુમારી, ગુમાન હોય છે, અને આવા પુરુષો સ્ત્રીને પ્રેમથી નહિ, પૌરુષથી જીતી જાય છે. હું તને પરણી એ તારા પ્રેમને લીધે; હું હરિત તરફ ખેંચાઈ રહી છું તે એના પૌરુષને લીધે. સાચું પૌરુષ દગો દે, પણ સાચો પ્રેમ કદી દગો ન દે એ પણ હું સારી રીતે સમજું છું. તો પછી, બધું ભૂલી જા, સરસિજ.'

'અલકા, હું એમ ક્યાં કહું છું કે તારો ભૂતકાળ મને સતાવી રહ્યો છે?'

'ભલે તું સ્પષ્ટ શબ્દોમાં ના કહેતો હોય, પણ તું તે ભૂલી શકતો નથી.'

'ના, ના. એવું કંઈ જ નથી. લગ્ન પછી મેં કોઈ દિવસ તારા ભૂતકાળની વાત કાઢી છે? કોઈ દિવસ તને મ્હેણું સરખું માર્યું છે? અને

તેં મારી સાથે રમત માંડી છે એમ મેં ક્યારે કહ્યું? હું જ મારી જિંદગી જોડે રમત કરી રહ્યો છું.'

વાત આટલેથી જ અટકી પણ આજનો પ્રસંગ અલકા ભૂલી શકી નહિ. સરસિજના જીવનમાં એને કંઈક રહસ્ય લાગ્યું. એ રહસ્ય શું હતું? એને માટે કોણ જવાબદાર હતું? એને થયું કે લગ્ન પછી, ગાઢ પરિચયમાં આવતાં પુરુષો કેટલા ક્ષુદ્ર લાગે છે! એના હૃદયની જેમ વધુ ને વધુ નિકટ જાવ તેમ એક પછી એક વધુ ને વધુ પથ્થરની દીવાલો દેખાય! નહિ, પણ સરસિજ એવો નથી. એનું કોમળ અને કોડીલું હૃદય પથ્થરની દીવાલો વચ્ચે જીવી જ ન શકે!



# ૧૬

'**આ**ના કરતાં તો મારી કૂખે પથરો જન્મ્યો હોત તો સારું કે લૂગડાં ધોવા તો કામમાં આવત' જીવકોર અને એની પાડોશણ **મંછા** સરસિજ વિષે વાતચીત કરી રહ્યાં હતાં.

'જીવકોરકાકી, દીકરા ય સપુત પાકે તો સારું, નહિ તો ઈકોતેર પેઢી ડુબાડે.'

'તારા જીવને નિરાંત છે **મંછા**, એક્કેય છૈયાં નથી તે.' **મંછા**ને આ ગમ્યું તો નહિ પણ વખત જોઈ બોલી: 'હાસ્તો, દીકરા હોય તારે ને આમ બળાપો કરવો પડે! આ તમારો સરસિજ! ઘરબારની કે માબાપની કૈં પડી છે? ઘર છોડયું તે છોડયું! આગળ પાછળની કશી ફિકરચિન્તા છે એને!'

'એ કપાતરનું નામ ના દઈશ તું **મંછા**. જે દીકરો બાપનું બારમું કરવા ના આવ્યો, એ દીકરો શું નહિ કરતો હોય!'

'ખરી વાત છે જીવકોરકાકી, વેડે વેડપણ તમારે તે આ વાશીદાંપાંણી કરવાનાં હોય! અતારે તો દીકરો કમાતો હોય અને તમારે તો ધરમધ્યાન કરવાનું હોય. મનખાદેહ ઘડીએ વારે કૈં મળવાનો છે!'

'બધ્ધાં ધરમધ્યાન જ છે ને મંછા. આ ભવે કરી રહ્યાં હવે. મનમાં તો થાય છે કે ભગવાન મારી અરજ સાંભળે અને મને હવે ઉપાડી લે તો સારું. આ વેતરું હવે નથી થતું મંછા. આ નથી જોવાતું હવે.'

'પણ કેવી રીતે જોવાય? ઘરમાં જુવાનજોધ વહુ ફરતી હોય, દીકરો પરદેશ હોય, ગામમાં વેરી હોય પછી શી રીતે રહેવાય અને શી રીતે જોવાય? જીવકોરકાકી, ખોટું ના લાગે તો એક વાત કહું?'

'તે કહેને? એમાં અચકાય છે શું કરવા?'

'કસ્તુરીને પિયર મોકલી દો ને?'

'બેન, એના પિયરિયામાં છેય કોણ? અહીં હોય તો મારી નજર નીચે તો રહે. એનો મામો તો દાધારંગો છે. એનું ઠેકાણું શું? આજે મોકલીએ ને આવતી કાલે અહીં પાછો મૂકી જાય. હું જીવતી છું તાં લગી કસ્તુરીને હું મારી નજર આગળથી ખસેડવાની નથી.'

'પણ જીવકોરકાકી, કસ્તુરીની વાતો તો હવે ઘેર ઘેર થાય છે.'

'ભલે ને થતી; પણ કસ્તુરીને હું ઓળખું છું ને! એ આડે રસ્તે જાય જ નહિ ને! અને જે દા'ડે મને લાગ્યું તે દા'ડે એનું ગળું ટૂંપી નાખીશ.'

'હાસ્તો, એમ તો એ ખાનદાનના ઘરની દીકરી છે, પણ વખત એવો આવ્યો છે જીવકોરકાકી, કે કોઈનો વિશ્વાસ કરવા જેવો નથી.'

'પણ થાય શું? અહીંઆં છે તો મારી ધાક છે. એનાં પિયરિયાંની વાત તો વળી ચાર ચંદરવા ચઢે એમ છે. પણ મંછા, આપણે કસ્તુરીની વાતો કરીએ છીએ પણ મૂઈ કસ્તુરીએ શું કરે? આખરેય છે તો બૈરું જ ને? 'કસ્તુરી આવી, કસ્તુરી તેવી,' એવી આપણે વાતો કરીએ છીએ પણ

એને માથે વીતી છે એવી આપણે માથે વીતે તારે જ ખબર પડે કે કેટલા વીસે સો થાય છે.'

'તમારી વાત સોળ આની સાચી જીવકોરકાકી. લોકોને વાતો કર્યા સિવાય બીજો ધંધો શો છે? પેલી ગંગલી, ગામપટેલ સાથે વહેવાર રાખી રહી છે—કોઈ નામ સરખુંય લે છે? એ તો નીચી ઓરડી બધાય ઝૂડતા જાય. લો બેસો તારે, હજી તો ઘેર કામનો પાર નથી. આ તો થયું કે લાવ આજે જીવકોરકાકીને મળી આવું.'

'તે ઠીક કર્યું મંછા. તારા જેવું કોઈ આવે તારે પેટછૂટી વાત થાય. ગામમાં હવે વાત કરવા જેવું રહ્યું છેય કોણ?'

'કોઈ નહિ. સારાં માણસ બધાં મરી પરવાર્યાં. હવે તો આ ગામ ખાવા ધાય છે. થાય છે કે અહીંથી ક્યાંક બીજે જતાં રહીએ; પણ એમ ઘરબાર છોડી જવાય છે?' એમ કહેતાં કહેતાં તો મંછા ઊભી થઈ અને તપખીરની ડાબલીમાંથી છેલ્લી ચપટી ભરી ચાલતી થઈ.

મંછા ઘરમાંથી બહાર નીકળી અને થોડુંક ચાલી એટલામાં સામેથી એણે કસ્તુરીને આવતી જોઈ. વગર ફોગટનાં બે જણને લઢાવી મારવાં, બાળવિધવાઓને અનેક જાતનાં કાળાંધોળાં કરતાં શીખવવાં વગેરે કામમાં પાવરધી થઈ ગએલી મંછા, ગામના અમુક ઘરના ઉંબરે તો પગ પણ મૂકી શકતી નહિ. કમળાશંકર જીવ્યા ત્યાં સુધી એણે અહીંઆં આવવાની હામ બીડી ન હતી. એ જતાં એણે અવરજવર વધારી દીધી હતી અને કસ્તુરીને હાથ પર લેવાની વેતરણમાં પડી હતી.

'કંઈ જઈ આવી કસ્તુરી? હું તો તારે ઘેર મળવા આવી, તારે તારો પત્તો જ ના મળે.'

'બાએ કહ્યું કે ગૌરીશંકરને તાં આજ વલોણું આવ્યું છે તે છાશ લઈ આવ, એટલે છાશ લેવા ગઈ'તી.'

'તે ડોશીને જતાં શું થાય છે? છે તો કકડધજ. જાં હોય તાં તને ધકેલે છે તે?' મંછાએ રમત શરૂ કરી.

'એમાં શું? એ જાય કે હું જાઉં એમાં જુદું શું છે?'

'જુદું તો કંઈ નથી, પણ ગૌરીશંકર માણસ કેવો છે એની એને ખબર નહિ હોય?'

'તે એ ગમે તેવો હોય. આપણે શું? આપણે આપણા કામ સાથે કામ.' નિર્દોષતાથી કસ્તુરીએ જવાબ આપ્યો પણ મંછાનું મન કળી ગઈ.

'તું તો ભોળી જ રહી કસ્તુરી. તેથી તો તારા ભોળપણનો બધા લાભ ઉઠાવી જાય છે.'

'આપણે સારાં તો આખી દુનિયા સારી.'

'તું માનતી હોય તો માન. બાકી આપણે માનીએ છીએ એવી દુનિયા ભલી નથી. તારી જ વાત કરને? ગામના લોક તારી પાછળ પડ્યા છે ને! મારા રડ્યાઓને બીજો કામધંધો કંઈ છે?' મંછા મૂળ વાત પર આવી.

'હું તો હવે પથ્થરની થઈ ગઈ છું. ગામના લોકોથી બ્હીતાં રહીએ તો એક દા'ડો ગામમાં રહેવાય નહિ.'

'ના કેમ રહેવાય?' મંછા લાગ જોઈ બોલી ઊઠી. 'અને એમાં બ્હીવાનું શું છે? ગામમાં કઈ સતી છે એ તો મને કહે. એ તો લૂગડાં નીચે બધાંય નાગાં. એમાં શું? જવાની છે, આડુંઅવળું થઈ જાય પણ ખરું. કોઈથી ગભરાઈશ નહિ.'

'હું તો કોઈથી ગભરાતી નથી.' કસ્તુરીએ ગૂંચવાડામાં પડી જઈ જવાબ આપ્યો. 'મંછા કહેવા શું માગતી હતી?' કસ્તુરી મનમાં બબડી.

'હં. એ તો એવો જ સ્વભાવ રાખીએ તો જ ગામડા ગામમાં રહેવાય. અને કંઈ હોય તો હું તારી પડખે છું કસ્તુરી. મારાથી જુદાપણું ના રાખીશ.' એમ કહી મંછાએ કસ્તુરીના આખા શરીરને વીંધી નાખતી નજર પગથી માથા સુધી નાખી લીધી.

'હોય શું?'

'હોય તો કંઈ નહિ' મંછાએ કહ્યું: 'પણ બધાય દિવસ કંઈ સરખા હોય છે? આવજેને મારે ઘેર. એમાં શરમાય છે શું કરવા? એમ તો કેટલાંયને દૂધ પીનાં કરી નાખ્યાં. શું થાય! મનમાં લાગે. પણ એમ કંઈ દૂધ પાઈને સાપ ઉછેરાય છે?'

કસ્તુરી પહેલાં તો કશુંય ના સમજી. 'શું જીવકોરનો ઘાટ ઘડવાની મંછા વાત કરતી હતી? કે પછી...'મનમાં એ આગળ વિચાર કરે તે પહેલાં તો મંછાએ તદ્દન પાસે આવી પૂછ્યું: 'તે, કેટલા મહિના થયા કસ્તુરી?'

'શું બોલ્યાં મંછાકાકી?' કસ્તુરી લાલપીળી થઈ ગઈ.

'એમાં આટલો બધો ગુસ્સો શાનો કરે છે? આ તો તું મૂંઝવણમાં હોય એમ મને લાગ્યું એટલે તને રસ્તો બતાવ્યો. મારે શું? ગામમાં ફજેતો થવા દેવો હોય તો તું જાણે.'

'ફજેતો કેવો ને વાત કેવી? મંછાકાકી, તમારી જીભને જરા ઠેકાણે રાખો. આટલી ઉંમરે હવે તમારે તો ભગવાનનું નામ લેવાનું હોય કે ગામનો મેલ ધોવાનો હોય? તમે મને ધારો છો શું? ઠીક છે. આજે જવા દઉં છું. બીજીવાર આવી વાત કરી છે તો હું છું ને તમે છો. મારું પાપ મને ભારે પડશે; પણ તમારી વાત કોઈને કરી હોય તો કાનમાંથી કીડા ખરે કીડા.'

'બેસ, બેસ હવે ડાહ્યલી, નાની જીભે ફાટયું શું બોલ્યા કરે છે? તારા જેવા તો મારા પેટમાં કરમિયા છે કરમિયા. એ તો જીવકોરકાકીની આંખની શરમ છે એટલે, નહિ તો તને આ ભોંય ભારે પડે. હં!' એમ કહી, ખભો ચઢાવી, ચાળો કરી, મંછાએ ચાલવા માંડયું.

પોતાના વિષે ગામમાં જાતજાતની વાતો ચાલતી હતી એ કસ્તુરી સારી પેઠે જાણતી હતી; પણ લોકો આટલે બધે સુધી વાતની કડીઓ ગોઠવી લેતા હશે એ અનુભવથી એને આઘાત થયો. આજનું વેર જરૂર મંછા લેશે અને ઘેર ઘેર જઈ ચોખા મૂકી આવશે. પણ હશે; મારે શા માટે ગભરાવું જોઈએ? મારા પેટમાં પાપ હોય તારે ને?



૧૭

પોતાની નોંધપોથીના પહેલા જ પાના પર અલકાની નજર આળોટવા લાગી.

'લગ્નજીવનની એ પહેલી રાત મને હજીયે યાદ છે. એ રાતે સરસિજ કેટલો બિનઅનુભવી અને નિર્દોષ લાગતો હતો! મને એની અજ્ઞાનતામાં આકર્ષણ લાગ્યું એની નિર્દોષતામાં નૂતનતા જણાઈ. એ રાત્રી જીવનમાં એક જ વાર આવે છે. સરસિજના જીવનમાં એ પ્રથમ આવી એ ખરું, પણ મારે મન એનું મહત્ત્વ ન હતું. એ રાત્રીના સ્મરણઓળા, સારીય જિંદગીને ભરી દેતા હોય ત્યારે લગ્નજીવનની સફળતા અંકાય. એ રાત્રી ભૂતકાળનું એક પાનું બની જવી ન જોઈએ. જીવનમાળાનો એ મેરુ હોવી જોઈએ, જીવનસંગીતનો સમ હોવી જોઈએ. એ રાત્રી ભૂતકાળથી વિખુટી પડી જઈ, વર્તમાનના ચોકઠામાં જ જડાયલી રહે ત્યારે જ લગ્નજીવનમાં સ્નેહનું સાતત્ય રહે. એ સોહાગરાત્રીનાં શમણાંની રંગોળી, સદાય જીવનઆંગણે પુરાયલી રહે

ત્યારે જ જીવન જીવવાલાયક બને. એ રાત્રી પર ભૂતકાળના પડછાયા પથરાઈ જાય પછી લગ્ન લગ્ન નથી રહેતું; સ્નેહ સ્નેહ નથી રહેતો. સારુંય જીવન સ્નેહનું કટાક્ષભર્યું અટ્ટહાસ્ય બની જાય છે.

તે રાતે **સરસિજ** એકાએક ઊંઘમાંથી ઝબકીને જાગી ઊઠ્યો અને જાણે કોઈને શોધતો હોય એમ આસપાસ જોવા લાગ્યો. મેં કહ્યું: 'શું છે સરસિજ? આટલો બધો ગભરાયેલો કેમ લાગે છે?' આનો જવાબ એ ન આપી શક્યો. મેં બત્તી કરી. એની આંખોમાં ગભરાટ હતો, બ્હીક હતી. મને લાગ્યું કે એ કોઈને જોઈ રહ્યો હતો, અને જેને જોઈ રહ્યો હતો એનાથી એ ગભરાતો હતો.

'લગ્નની પહેલી જ રાત્રીએ આ ગભરાટ? આ બ્હીક? કોની બ્હીક?'

નોંધપોથીનાં પાનાં ઊઘડતાં જાય છે:

તા.......

'હું માનતી હતી કે કૌમાર્યજીવનમાં માણેલો પ્રેમ જ સાચો પ્રેમ છે; પણ એ માન્યતા કેટલી ખોટી છે? સ્ત્રીપુરુષની વૃત્તિની કસોટી કરતા લગ્નજીવનમાં સંયમ છે ને સ્વચ્છંદતા પણ છે, સ્નેહ છે, અને વિલાસ પણ છે. પતિપત્નીના ચોક્કસ આચારવિચારની સામાજિક મર્યાદાઓ, પરિણીત જીવનને કેટલી બધી મહત્તા આપે છે? સામાજિક મર્યાદાઓને જ આપણે નીતિ કહીએ છીએ?'

તા.......

'હું માનું છું કે અમે બન્ને સુખી છીએ.'

તા.......

'હું સુખી નથી. અમારું જીવન નિષ્ક્રિય છે. સુખ ક્રિયાશીલ અવસ્થા છે.'

તા.......

'સરસિજ કેમ હજી મને સમજી શકતો નથી? વખત જતાં અમે કેમ એકબીજાથી દૂર ને દૂર જતાં હોઈએ એમ લાગે છે? સરસિજના

ભૂતકાળમાં ભેદ છે, એના જીવનમાં ભેદ છે. સરસિજે ભેદનો એ પડદો ઉપાડી લેવો જોઈએ. એણે એકરાર કરવો જોઈએ.'

તા.......

'હું શું કરું? મારાથી હવે નથી રહેવાતું. સરસિજ, સરસિજ, મારાથી તું શું છુપાવી રહ્યો છે? મને એક વાર તો કહે. તું ધારે છે એવી હું સામાન્ય સ્ત્રી નથી. મારું હૃદય ઉદાર થઈ શકે છે.'

તા.......

'આજે સરસિજ મોડો ઘેર આવવાનો છે. મારું હૃદય કોણ જાણે કેમ આજે હરિતનાં સ્મરણોની ગોદમાં લપેટાઈ ગયું છે. હરિત ક્યાં હશે? મને યાદ કરતો હશે?'

તા.......

'મારે સ્વતંત્ર થવું જ જોઈએ. સ્વતંત્રતાની ઝંખના એટલે પ્રેમની ઝંખના?'

તા.......

'કાલે રાત્રે સરસિજે મને કેટલી પજવી! મારા અને સરસિજના સંબંધને પરિણામે એ જાતીય આનંદ લઈ શકે છે કે કેમ એની મને ખબર નથી. કદાચ લેતો પણ હોય. પણ મને હવે એમાં આનંદ પડતો નથી. મારામાં અને વેશ્યામાં મને ફેર લાગતો નથી. પત્ની તરીકે માત્ર પતિના જ આનંદનું સાધન બનનારી આવી અનેક વેશ્યાઓ આપણા સમાજમાં હશે. આ વેશ્યાઓ ધંધાદારી વેશ્યાઓ કરતાં ભયંકર જીવન ગાળી રહી છે, કારણ કે સમાજે કાયદા અને રૂઢિઓનાં એમની જીભ પર તાળાં માર્યાં છે.'

તા.......

'સરસિજ ને હું પતિપત્ની તરીકે રહીએ એમાં દંભ સિવાય બીજું કશું નથી. અમે સામાજિક રૂઢિનાં રમકડાં છીએ.'

તા.......

નોંધપોથીનાં પાનાં એ આગળ વાંચી ન શકી. નોંધપોથીને ટેબલ પર પછાડી એ ઊભી થઈ ગઈ અને બોલી, 'રમકડાં જ. બીજું કંઈ નહિ.'

'કોણુ કોનું રમકડું, અલકા?' એકાએક અલકાના કાન પર અવાજ અથડાયો. એ અવાજ પરિચિત લાગ્યો. એણે પાછળ જોયું. બારણામાં હરિત ઊભો હતો.

'કોણુ હરિત? આવ.' અલકાએ સ્વસ્થતા મેળવતાં કહ્યું અને ઉમેર્યું: 'લગ્ન પછી પહેલી જ વાર; નહિ?'

'હા, લગ્ન પછી પહેલી જ વાર' હરિતે કહ્યું અને પાસેની ખુરશી પર બેઠક લીધી.

'સુખી છું કે દુ:ખી એ જોવા માટે?'

'ના, તું સુખમાં હોય કે દુ:ખમાં. તું સદાય અલકા જ રહેવાની; એટલે મને એ બધા સાથે નિસબત નથી. ખેર, એ બધી આડીઅવળી વાત જવા દે. તને આજે આમ—ગૃહિણીપદે જોતાં મને સંતોષ અને આનંદ થાય છે.'

'ગૃહિણીપદ?'

'હા, આજે સરસિજની પત્ની બનીને બેઠેલી જોઈ મારો આનંદ સમાતો નથી.'

'પણુ હું તો ભૂતકાળની સૃષ્ટિને સજીવન કરી રહી હતી...

'શા માટે?'

'હું અત્યારે સુખી છું કે ભૂતકાળમાં સુખી હતી એ જોવા.'

'અને એ જોયા પછી શો નિર્ણય કર્યો?'

'તારા આવ્યા પછી જ મેં નિર્ણય કર્યો.'

'શો?'

'એ જ કે એ જિંદગી હવે પાછી આવવાની નથી. એ સુખનો સૂરજ પાછો ઊગવાનો નથી.'

'અલકા, તું સુખી થવા માગતી હોય અને સરસિજને સુખી કરવા માગતી હોય તો તારે ભૂતકાળને વિસ્મૃતિના પેટાળમાં પૂરી દેવો જોઈએ.'

'હરિત, એ બધું હું કેવી રીતે ભૂલી જાઉં? છતાંય ગઈ કાલની વાતોને ભૂલી જવા, મારામાં હતી એ બધી શક્તિઓનો મેં ઉપયોગ કર્યો છે, અને એમાં હું સફળ પણ થઈ છું. હું કોને ભૂલી જાઉં? તને ભૂલી જાઉં?'

'અલકા, હવે તારા હૃદયમાં સરસિજ સિવાય બીજા કોઈને સ્થાન ન હોવું જોઈએ.'

'હું સમજી શકું છું કે મારા હૃદયમાં હવે કોઈ બીજાને સ્થાન ન હોવું જોઈએ; અને તને ખાત્રી આપું છું કે સરસિજને હું સાચા હૃદયથી ચાહું છું, છતાંય ડર રહે છે કે અમારું લગ્નજીવન લાંબો વખત નભે એમ લાગતું નથી.'

'અલકા, તું શું બોલે છે? તું શાની બનેલી છે? તારા લોહીમાં એવું તે શું છે અલકા, કે તને જંપીને બેસવા નથી દેતું?'

'હરિત, મારું લગ્નજીવન, મારો ઘરસંસાર, બધું જોતું છે? અહીંઆં બે ત્રણ દિવસ રહે એટલે તને ખબર પડશે કે તારી અલકા કેવી જિંદગી વિતાવી રહી છે.'

'મારી અલકા?' હરિત મનમાં ચમક્યો. અને વાતને પલટો આણવા બોલ્યો: 'અલકા, તને હસતી રમતી, કલ્લોલતી જોવા તારે ઘેર આવ્યો છું. તારા લગ્નજીવનની દિનચર્યા કરવા આવ્યો નથી. હિંદુ સંસારમાં ઘેર ઘેર આંસુ જોઉં છું. અહીંઆં—તારે ઘેર, તારી આંખોમાં આંસુ જોવા આવ્યો નથી. સરસિજ અને તારી સાથે બેસી, જિંદગીમાં જવલ્લે આવતી કેટલીક આનંદપળો અનુભવવા અહીંઆં આવ્યો છું. પણ અલકા, તું તો એની એ જ રહી.'

'પણ હું શું કરું હરિત? મારી હથેળીમાં પડેલી કાળરેખાઓ જ એવી હોય પછી હું શું કરું? સરસિજને સુખી કરવા મેં બનતા પ્રયાસો કર્યા છે. સરસિજ મારા માટે ઓછું નથી કરી રહ્યો: પણ મને લાગ્યા કરે છે કે સરસિજ મારી જોડે રમત રમી રહ્યો છે. મારી આશાઅભિલાષાઓને જાણેઅજાણે ખૂંદી રહ્યો છે. મારાં સ્વપ્નોને ગૂંગળાવી રહ્યો છે.'

'આ બધો તારો ઉન્માદ છે. સરસિજને હું સારી પેઠે ઓળખું છું. તારી ખાતર મારી જોડેનો સંબંધ પણ બગાડવા એ તૈયાર થયો. હું જાણું છું કે એ તને કેટલો સાચા હૃદયથી ચાહે છે.'

'તો પછી અમારા બેની વચ્ચે મેળ કેમ મળતો નથી? અમારા બેની વચ્ચે કોણે દીવાલ ઊભી કરી દીધી છે?'

'સરસિજે તો નહિ જ.'

'તો પછી એને માટે હું જ જવાબદાર? લગ્નજીવનની નિષ્ફળતાનો ટોપલો સદાય સ્ત્રી ઉપર જ? હરિત, કહે, સરસિજ વિષે તું જે જાણતો હોય તે મને કહે.'

'સરસિજ વિષે હું ખાસ કશું જાણતો નથી. અમે બે કોલેજમાં સાથે ભણતા હતા. મેં તબીબી અભ્યાસ શરૂ કર્યો અને એણે એમ.એ. કરવા માંડયું; પણ અમે રહ્યા તો સાથે જ. એકબીજાના જીવનમાં ડોકિયું કરવાના અમે પ્રયાસ કર્યા નથી; અને હું ધારું છું કે અમારા આવા સ્વભાવને લીધે જ અમે આટલાં બધાં વર્ષો સાથે રહી શક્યા. આનાથી વધુ કંઈ જ જાણતો નથી.'

'તું ભલે નહિ જાણતો હોઉં; પણ હું જાણું છું.'

'તું શું જાણે છે?'

'હું બધું જાણું છું. એનો ભૂતકાળ ભયંકર છે. એની જિંદગી એક ગુનેગારની જિંદગી છે. એનું જીવન ભય અને શંકાની વચ્ચે થઈ વહી રહ્યું છે. એને જગતની કોઈ વસ્તુ સુખ આપી શકે એમ નથી, કારણ કે એણે કોઈના જીવનનું સુખ છીનવી લીધું છે. એ મને ચાહવાના પ્રયત્નો કરી રહ્યો છે પણ મને ચાહી શકતો નથી. કારણ કે એના હૈયા પર કોઈ ચઢી બેઠું છે, અને એને ગૂંગળાવી રહ્યું છે. એણે કોઈનું ખૂન કર્યું છે. સરસિજ ખૂની છે.'

'આ તું શું બોલી રહી છે અલકા?'

'હું ખરું કહું છું હરિત. રાતદિવસ એની સાથે રહ્યા પછી હું આટલું પણ ન જાણી શકું? એ મને કંઈજ કહેતો નથી—કહેવા માગતો નથી—કે પછી કહી શકતો નથી. પણ આંખના પલકારામાં પુરુષનું પાણી માપી લેતી સ્ત્રીથી કશું જ અજાણ્યું રહેતું નથી. મેં બધુંય કર્યું હશે, પણ મારી જિંદગી સાથે મેં રમત કરી નથી. મારી જિંદગીને હું વફાદાર રહી છું, અને આ વફાદારીને લીધે જ, સરસિજને, મારા જીવનની એકે એક વાત મેં કરી છે. તે વખતે એણે મને લાત મારવી હતી, ફેંકી દેવી હતી. આ બધું જાણવા છતાંય એણે લગ્ન કર્યું અને હવે એ મને રિબાવી રહ્યો છે.'

'અલકા, તારા લગ્નજીવનનું પરિણામ કંઈક આવું જ આવશે એમ મેં પહેલેથી જ ધાર્યું હતું.'

'પણ આ પરિણામ માટે હું જવાબદાર છું? મારો ભૂતકાળ તું જાણે છે એટલે મને દોષપાત્ર ઠરાવે છે. સરસિજનો ભૂતકાળ તું કે હું જાણતાં નથી એટલે આપણે એને નિર્દોષ ઠરાવીએ છીએ. હું એટલી ભોળી, મૂર્ખ કે મેં મારી જિંદગીમાં કશું છુપાવ્યું નહિ—છુપાવતાં આવડ્યું નહિ. સરસિજ એટલો ડાહ્યો, વ્યવહારકુશળ કે એણે જિંદગી પર ચાદર બિછાવી રાખી.'

'તું ધારે છે એવું કશું સરસિજના જીવનમાં હોય એમ હું માનતો નથી.'

'તો પછી હું ખોટી છું! હું જૂઠી છું! મેં જ મારા લગ્નજીવનમાં હાથે કરીને હોળી જલાવી છે, એમ જ તારું માનવું છે ને?'

'અલકા, આ બધી વાત જવા દે. મારે નથી સાંભળવી.'

'નથી કેમ સાંભળવી?'

'આ સાંભળવા હું અહીંઆં આવ્યો નથી. હું તો તને અને સરસિજને મળવા આવ્યો છું. સરસિજ હજી કેમ આવ્યો નથી?'

'સરસિજ ઑફિસના કામે બહારગામ ગયો છે. બે ત્રણ દિવસ પછી આવશે.'

'ત્યારે સરસિજને હું મળી નહિ શકું.'

'કેમ?'

'આવતી કાલે સવારે હું મુંબાઈ છોડી જવાનો છું. જોકે આ પહેલાં પણ હું મુંબાઈમાં ન હતો અને તેથી જ તમને બધાંને મળી શક્યો ન હતો. ગઈકાલે જ પાછો મુંબાઈ આવ્યો અને અહીંનું થોડું કામ પતાવી આવતી કાલે પાછો જવાનો છું.'

'પણ જવાનો છે ક્યાં?'

'ગામડાંમાં. મારા ભણતરનો, જ્ઞાનનો અને અનુભવનો લાભ હું ગામડાંઓને આપવાનો છું.'

'તું ગામડાંમાં જઈને શું કરવા ધારે છે?'

'ગામડાંમાં ઘણું કરવાનું છે. અત્યારે તો હું ત્યાં જઈ દવાખાનું ખોલવાનો છું, મફત દવાઓ આપવાનો છું અને ભવિષ્યમાં સંજોગો અનુકૂળ હશે તો ગામડાંના લોકોને આ દિશામાં કામચલાઉ જ્ઞાન આપી, ગામડે ગામડે દવાખાનાં ખોલવાનો છું. આ મારો પ્રથમ કાર્યક્રમ. આ સિવાય બીજો પણ સામાજિક કાર્યક્રમ છે પણ અત્યારથી એના વિષે વાતો કરવી એ નકામી છે. અલકા, તું ત્યાં જરૂર આવજે.'

'આવીશ—વખત આવશે ત્યારે; પણ હું આવું તે પછી મને કાઢી ના મૂકતો.'

'કાઢી પણ મૂકું—કંઈ કહેવાય નહિ. પણ જવા દે એ વાત. હું હવે જઈશ. સરસિજને મારી યાદ આપજે.'

'આજની રાત અહીંઆં રહી જાને.'

'નહિ. મારે પોતાને ઘેર જ રાતે સૂવાની મને ટેવ છે' એમ કહી હરિત ઊભો થયો.



૧૮

# અલકાની નોંધપોથી :

તા.......

'સરસિજે ગઈ કાલે કહ્યું કે આપણો ગૃહસંસાર સુખી છે. પતિપત્નીના રૂઢિચૂસ્ત બંધનની વાડથી ઘેરાયેલા ગૃહજીવનમાં સુખ હોઈ શકે ખરું ? પરણ્યાની પહેલી રાત્રે હું સરસિજને જેટલી તીવ્રતાથી ચાહતી હોઉં એટલી જ તીવ્રતાથી હું દસ વર્ષ પછી એને ચાહી શકું ખરી ? એ મને ચાહી શકે ખરો ?'

તા.......

'સરસિજને હું છોડી દઉં એમાં કશું જ ખોટું નથી. હું હવે એને ચાહી શકું એમ નથી. સમાજને સંતોષ છે કે અમે પતિપત્ની તરીકે રહીએ છીએ. સમાજને એનાથી વિશેષ શું જોઈએ ? સમાજને અમારા જીવનની ભીતરમાં રહેલી દુનિયાને ક્યાં જોવી છે ?'

તા.....

'મારા જીવનનો આનંદ ઊડી ગયો છે. મારે આનંદ જોઈએ છીએ. જીવનના ઉલ્લાસમાં જ નીતિ રહેલી છે. મારે જિંદગીને જીવતી રાખવી છે. મારી નસોમાં જ્યાં સુધી લોહી વહી રહ્યું છે ત્યાં સુધી મારે એ લોહીને ગરમ—ધગધગતું રાખવું છે. જીવતી જિંદગીની વેદના હું માગું છું. મરી ગએલા જીવનના નિષ્પ્રાણ ધબકારા મારે સાંભળવા નથી. સરસિજ મારે મન મરી ગયો છે. એ મડદામાં હું પ્રાણ પૂરી શકું એમ નથી. એ મડદાની ગંધ મારા આખા જીવનને ભરી દે તે પહેલાં, મારે જીવવું હોય તો જતા રહેવું જોઈએ.'



૧૯

આખો દિવસ ઘરમાં રહેવાનું હવે અલકા માટે અશક્ય થઈ પડ્યું. એને લાગ્યું કે બહારનું કંઈ કામ એ નહિ કરે અને આવી જ રીતે કેવળ જીવન ગાળ્યા કરશે તો કદાચ પોતે ગાંડી થઈ જશે. આથી એણે જાહેર પ્રવૃત્તિઓમાં ભાગ લેવાનું શરૂ કર્યું. દિવસે દિવસે કામનું ક્ષેત્ર વિશાળ થતું ગયું. પરિણામે સવારથી સાંજ સુધી કેટલીક વાર એને બહાર રહેવું પડતું. એક દિવસે સરસિજે વાતવાતમાં કહ્યું, 'જો અલકા, તું આમ સવારથી સાંજ સુધી બહાર કામ કર્યા કરે છે, તે તારી તબિયત તો જો.'

પોતે બહાર જાહેર પ્રવૃત્તિઓમાં ભાગ લેતી હતી એ સરસિજને ખાસ ગમતી વાત ન હતી. બહારના માણસોના સંસર્ગમાં આવતાં અલકાનો ભૂતકાળ સજીવન થાય એની એને સતત બીક લાગ્યા કરતી હતી. સરસિજના આ માનસની અલકાને ગંધ આવી હતી એટલે એ બોલી: 'મારી તબિયતના કારણને આગળ કરવાની કંઈ જરૂર નથી. એમ જ કહેને, કે હું બહાર જાઉં છું એ તને ગમતું નથી!'

'ના, ના, એવું કંઈ જ નથી. તું બહાર જાય, જાહેર પ્રવૃત્તિઓમાં ભાગ લે, એ બધું મને ગમે છે; પણ આમ સવારથી સાંજ સુધી તું ફર્યા જ કરે એ મને ઠીક લાગતું નથી.'

'હું સવારથી સાંજ સુધી ફર્યા જ કરું છું એ તારી માન્યતા ખોટી છે. તું ઓફિસમાં જાય પછી મારે એકલા ઘરમાં કરવું પણ શું ?

'ઘરમાં બેઠાં બેઠાં પણ હજાર કામ નીકળી શકે.'

'હા, જરૂર. વિશાળ કુટુંબ હોય તો આખો દિવસ પહોંચે એવું કામ નીકળે; પણ તું જાણે છે કે આપણે અહીં એટલું બધું કામ નથી. એટલે મિ. ત્રિવેદીએ જ્યારે મને વાત કરી કે એમની શાળામાં શિક્ષિકાની જરૂર છે ત્યારે મે તુરત જ હા પાડી દીધી.'

'પણ એકદમ હા પાડતા પહેલાં મને પૂછ્યું તો હતું ?'

'મને પણ પછી એમ થયું તો ખરું; પણ આવી વાતમાં તને શો વાંધો હોય, એમ માની મેં એમને હા પાડી દીધી.'

'સરસિજને આ વાત ન ગમી અને એનું કારણ એ ન હતું કે અલકાએ જે પગલું લીધું હતું એનાથી એ વિરુદ્ધ હતો, અગર તો સ્ત્રીઓ નોકરી કરે એની સામે એને અણગમો હતો. એની ઇચ્છા એટલી જ હતી કે અલકાનું જો ઘરકામમાં ચિત્ત ચોટી જાય અને બહાર ફરવાના અનુકૂળ સંજોગો ઓછા મળે તો એના ભૂતકાળનું પુનરાવર્તન ન થાય.

એક દિવસ મોડે સુધી અલકા ઘેર ન આવી. નિશાળ તો સાડાપાંચે બંધ થઈ જતી હતી અને મોડામાં મોડી સાત સાડાસાતે તો અલકા ઘેર આવી જતી. આજે નવ સાડાનવ થયા ત્યાં સુધી એનો પત્તો ન મળે. સરસિજને લાગ્યું કે અલકા હવે હાથમાંથી સરી રહી હતી. રાહ જોઈ જોઈને કંટાળી આખરે ચોપડીનું પાનું ઉઘાડવા જતો હતો ત્યાં એ આવી પહોંચી. બન્નેમાંથી એક જણ શરુઆત કરે તે પહેલાં જ વડિયાળ બોલી ઊઠયું અને બન્ને જણ દસના ટકોરા ગણી રહ્યાં.

'સરસિજ, આજે બહુ મોડું થઈ ગયું, નહિ? પણ શું કરું? નિશાળ છૂટ્યા પછી તુરત જ મિ. ત્રિવેદી આવ્યા અને કહ્યું કે એક ટ્યૂશન છે, જો લેવું હોય તો. પહેલાં તો મેં ના પાડી, કારણ કે તને પૂછ્યા વિના એમ ગમે તેને ત્યાં ટ્યૂશન રાખવાની મારી ઇચ્છા ન હતી. પણ મિ. ત્રિવેદીનો સ્વભાવ એવો છે કે એક વાત હાથ પર લે તે પૂરી પાડે ત્યારે જ જંપે. મારી બધી દલીલો નકામી ગઈ અને મને એ ભાઈને ત્યાં લઈ ગયા અને ટ્યૂશન વળગાડ્યું.'

'બહુ સારું કર્યું. મારા તરફથી મિ. ત્રિવેદીને અભિનંદન આપજે!'

'અભિનંદન?'

'હા. તારામાં એ આટલો બધો ઊંડો રસ લે છે એ માટે, અને બીજું, આપણા ગૃહજીવનને છિન્નભિન્ન કરી દેવાના અનુકૂળ સંજોગો ઊભા કરી આપે છે એ માટે.'

'એમાં ગૃહજીવનને છિન્નભિન્ન કરી દેવાનો પ્રશ્ન જ ક્યાં આવે છે? તારી આંખે બધું ઊંધું જ જણાય છે' અલકાએ ગુસ્સામાં કહ્યું.

'એમ હશે કદાચ' ઘૃણાજનક હસી સરસિજ ઊભો થયો. અલકાને એક પળ માટે તો આ બધા માટે પશ્ચાત્તાપ થયો; પણ બીજી જ ક્ષણે એને થયું કે સરસિજ દિવસે દિવસે સંકુચિત માનસનો થતો જાય છે; અને એને પોતાના પર વિશ્વાસ નથી. જે પતિને પોતાની પત્ની પર વિશ્વાસ નથી, એ પત્નીએ શા માટે ઘરમાં પડી રહેવું જોઈએ, અને આવો પતિ કહે તે પ્રમાણે જ પત્નીએ કરવું જોઈએ? સરસિજ પતિ? મારો પતિ?' અલકાના મનમાં ઝડપભેર વિચારો ઝબકવા લાગ્યા, અને એ બોલી: 'ક્યાં જાય છે સરસિજ? મારે તારી સાથે આજે અગત્યની વાત કરવાની છે.'

'એવી અગત્યની વાત શી છે?'

'મારાથી આ ઘરમાં હવે એક દિવસ પણ રહેવાય એમ નથી.'

ઘણા દિવસથી સરસિજ આ વાક્યની રાહ જોઈ રહ્યો હતો; એટલે એને આ સાંભળી જરાય આશ્ચર્ય થયું નહિ. આશ્ચર્ય માત્ર એટલું જ થયું કે અત્યાર સુધી અલકા કેમ શાંતપણે બેસી રહી હતી. એ બાબતમાં હવે વધુ ચર્ચા કરવા માગતો ન હતો, કારણ કે ચર્ચા કરવાથી કંઈ અર્થ સરે એમ ન હતો. છતાંય એણે પૂછ્યું: 'કારણ?'

'અત્યાર સુધી તું કારણ જાણી ન શક્યો હોય એ માનવા હું તૈયાર નથી.'

'તારા આ નિર્ણય પાછળ શું ચોક્કસ કારણ રહેલું છે એની ખરેખર મને જાણ નથી. મને લાગે છે કે તને મારી સાથે ગોઠતું નથી. તું સુખી નથી એમ તને લાગે છે.'

'હા, હું સુખી નથી. અને એ સુખ તેં છીનવી લીધું છે.'

'સુખ કોઈ છીનવી શકતું નથી. એ કંઈ બહારની વસ્તુ નથી કે કોઈ છીનવી લે; અને પોતાની પાસે રાખે યા બીજાને આપે.'

'મારે સુખની એ ફિલસૂફીમાં ઊતરવું નથી. મારા હૃદયને તેં નિશ્ચેતન કરી નાખ્યું છે, મારી ઊર્મિઓને કચડી નાખી છે. હું નોકરી કરું છું એ તને ગમતું નથી, હું મારા મિત્રો જોડે સરળતાથી ભળું છું એ તને ગમતું નથી, મારો ભૂતકાળ તને ગમતો નથી, હું તને ગમતી નથી.'

'એવું કંઈજ નથી અલકા' સરસિજે શાંતિથી—કહો કે ટાઢાશથી જવાબ આપ્યો. 'આ બધું તારા મનનું ભૂત છે. મને તારા ભૂતકાળ સાથે નિસબત નથી. તને સુખી કરવા મેં કેટલો ભોગ આપ્યો છે તે તો હું જ જાણું છું. હું તને કેવી રીતે સમજાવું કે હું તને સાચા હૃદયથી ચાહું છું?' આ શબ્દો બોલતાં હરિતના શબ્દો એના કાનમાં અથડાયા 'અલકા પત્ની થવા સર્જાઈ નથી.' અને બોલ્યો 'કેટલીક સ્ત્રીઓ પત્ની થવા સર્જાઈ નથી.'

'એમાં હું શું કરું? સ્ત્રીને સાચવવાની પુરુષમાં કળા જોઈએ.'

'હા, કદાચ એ કળામાં હું નિપૂણ નહિ હોઉં. પણ પુરુષને સાચવવાની પણ સ્ત્રીમાં કળા જોઈએ.'

'એવું શું તારામાં છે કે હું સાચવી ન શકું? એવું 'કંઈક' હોત તો આ પરિસ્થિતિ ઊભી થાત જ નહિ. જિંદગીની એકેક પળને જીવવાની મારી શક્તિને કસોટી પર ચઢાવે એવું તારામાં છે શું? હું તને પૂછું છું, કે તારું હૃદય કોણે પકડી રાખ્યું છે? કેમ તું ખુલ્લા દિલથી મને ચાહી શકતો નથી? મારી પાસે તું જેમ જેમ વધુ આવવા માગે છે તેમ તેમ કોણ તને પાછળ ખેંચી રહ્યું છે? કોનાં સ્મરણોનો તું ગુલામ છે? આવા ગુલામી માનસ સાથે તું આખું લગ્નજીવન ગાળવા માગે છે? મારે અકાળે મરવું નથી, મારે જીવવું છે. આવા પ્રકારનું લગ્નજીવન મને ગૂંગળાવી રહ્યું છે. સરસિજ, મને જવા દે. મને આ ઘરમાંથી જવા દે—ભાગી જવા દે. હું જાણું છું કે મેં તારા જીવનને ધૂળધાણી કરી દીધું છે. હું જાણું છું કે મારા માટે સેવેલી તારી બધી આશાઓ આજે હતી ન હતી થઈ ગઈ છે. સુખી ગૃહજીવન માટે તું ઝંખતો હતો. ઘરસંસારનો તું રસિયો હતો. પતિપત્નીની સુખી અને સ્નેહાળ દુનિયામાં તું જીવનની અવધિ માનતો હતો. આમાંનું કશું ના થયું. એને માટે કોણ જવાબદાર? પત્ની બનવાની મારી અશક્તિ? ગૃહિણી બનવાની મારી અશક્તિ?'

સરસિજ શાંત ચિત્તે આ બધું સાંભળી રહ્યો હતો. એ અલકાની જિંદગી સાથે રમત રમી રહ્યો હતો એ પોતે જાણતો હતો. વિચારમાં ને વિચારમાં એ ઊભો થયો. સામે જ ભીંત ઉપર, લગ્ન પછી બન્નેની સાથે પડાવેલી છબી લટકી રહી હતી. ક્ષણવાર એ એની સામે જોઈ રહ્યો. અલકા સાથેનું ઓળખાણ, લગ્ન, લગ્નજીવન: આ બધું સ્વપ્નામાં બની ગયું હોય એમ એને લાગ્યું. એને થયું: 'છબીમાં અલકાની જગાએ કસ્તુરી હોત તો? તો આ ઘર કદાચ આજ આમ ઉજ્જડ વેરાન જેવું ન લાગત; પણ હવે આ બધું યાદ કરે શો ફાયદો? જિંદગીનો સામનો કરે જ છૂટકો' વિચારમાં ને વિચારમાં એ ઊભો રહ્યો.

'શો વિચાર કરે છે સરસિજ? વિચાર કરે હવે કંઇ વળવાનું નથી. તું મને જવાનો રસ્તો નહિ આપે તો ગમે તેમ કરી હું રસ્તો ખોળી કાઢીશ.'

સરસિજ કંઈ બોલ્યા વિના અલકા સામે જોઈ રહ્યો.

'બોલ, સરસિજ, બોલ. તું આમ મારી સામે જોયા ન કર. તારી સામે હું જોઈ શકતી નથી. તારી આંખોમાંથી ઊડતા તણખા હું ખમી શકતી નથી. બોલ, સરસિજ, બોલ. તારું મૌન મને મહાત કરી રહ્યું છે. તું મને જવા દે. વિદાય આપ. હસતે મોઢે વિદાય આપ. હું તને સુખી નહિ કરી શકું. તું મને સુખી નહિ કરી શકે. જગત આપણને સુખી નહિ કરી શકે. આપણે એકબીજા માટે સર્જાયાં નથી. તારા અને મારા રસ્તા અલગ અલગ છે. તું જા—તારે જવું હોય ત્યાં; મને જવા દે—મારે જવું હોય ત્યાં.'

'અલકા, એમાં આટલી બધી અકળાઈ શા માટે જાય છે?' સ્વસ્થ અને ગંભીર અવાજે સરસિજે કહ્યું: 'કોઈ સ્ત્રીને પુરુષ ઇચ્છા વિરુદ્ધ રાખી શકે એમ નથી. તારે જવું હોય તો આ ઘરના દરવાજા ખુલ્લા છે. હું એટલું જ ઇચ્છું છું કે જે ઉમંગ અને આશાભર્યા હૃદયે તેં આ ઘરના ઉમરા પર પગ મૂક્યો હતો, એવા જ ભર્યા હૃદયે આ ઘર છોડ. વિશાળ જગત તારી વાટ જોતું ઊભું છે. જગતના વૈભવો તને વધાવી લેશે. હરિતને તું ચાહે છે. કદાચ હરિતે એનો નિર્ણય બદલ્યો પણ હોય, અને તને સ્વીકારે પણ ખરો. તું હરિત સાથે સુખી થઈશ. હરિત તને સુખી કરી શકશે.'

'હરિત મને સુખી કરી શકશે? સરસિજ, તું સાચું કહે છે? તું ઇચ્છે છે કે હું હરિત પાસે જાઉં? બોલ, સરસિજ, બોલ. જાઉં?' એમ કહી દીવાની જેવી અલકા સરસિજને ગળે વીંટળાઈ ગઈ. અલકાના આ ઉન્માદને સમજવાનો પ્રયત્ન કરતો સરસિજ એની પીઠ પંપાળી રહ્યો.



## ૨૦

હરિત,

આજે તને પત્ર લખું છું—લખવો પડે છે. છેલ્લો પણ હોય કદાચ. તારી આગાહી આખરે સાચી પડી અને ભયંકર ઝંઝાવાત આવી ભૂમિને વેરાન બનાવી જાય એમ અલકા આવી અને ચાલી ગઈ. મને એનું જરાય દુઃખ નથી. એને જવાનો હક્ક છે. અત્યાર સુધી એ ભૂલભૂલામણીમાં અટવાતી હતી. આજ એને રસ્તો જડી ગયો. આવી યુવતીઓ હું સમાજમાં ઠેરઠેર જોઉં છું. સમાજને તંદુરસ્ત રાખવા આવી અલકાની જરૂર છે ખરી? ખબર નથી.

હું જાણતો નથી એ ક્યાં ગઈ છે. તારી પાસે આવી હોય કદાચ. તને એ ચાહે છે એ હું જાણતો હતો—લગ્ન પહેલાંય—લગ્ન પછી વધુ જાણતો થયો છું. એ તને ચાહે એમાં કશું ખોટું નથી.

આ આખીયે પરિસ્થિતિ માટે કોણ જવાબદાર? હું પોતે પણ હોઉં! હું સ્ત્રીને સ્ત્રી તરીકે જોઈ શક્યો નહિ. મારા આદર્શો અને ભાવનાઓનું આરોપણ કરી મેં અલકાને મારા જીવનમાં ઉતારવાનો પ્રયાસ કર્યો! અને

એમ કરવા જતાં હું અલકાને ગુમાવી બેઠો. અમારા લગ્નજીવનનું આ પરિણામ તદ્દન સ્વાભાવિક લાગે છે.

અને આજે એક વાત કહી દઉં—તારાથી અત્યાર સુધી છૂપી રાખેલી. અલકા સાથે લગ્ન કર્યાં તે પહેલાં મારું લગ્ન થઈ ગયું હતું. મારી પ્રથમ પત્નીનું નામ કસ્તુરી. એને તરછોડવામાં મેં મારી કેળવણીની કસોટી માની. માતાપિતાના અતિઆગ્રહ છતાં મેં એની સાથે કંઈ સંબંધ નહિ રાખવાનો નિરધાર કર્યો અને મુંબઈ ભાગી આવી અલકા સાથે લગ્ન કર્યું. ભવિષ્ય સર્જવા માગતો હતો—ભૂતકાળને ભૂલી જઈ ને. ભૂતકાળ ભૂલી શકયો નહિ. કસ્તુરીને કરેલો અન્યાય,—એ ભીષણ અન્યાય, માબાપની વૃદ્ધાવસ્થામાં કકળાવેલી આંતરડી—આ બધું વીસરી શકયો નહિ. હૈયા પર રહેલું એ વજન ખસી શકયું નહિ. અલકાને મુક્તપણે ચાહી શકયો નહિ. જીવનની પળેપળને આનંદ અને ઉલ્લાસમાં તરબોળ રાખનારી અલકા મારી સાથે કેવી રીતે રહી શકે ?

મારી નિર્બળતા હશે—માનું છું એમ; પણ અલકા ગઈ છે છતાં એનાં સ્મરણો પીછો છોડતાં નથી. અલકાનું વ્યક્તિત્વ જ એવું છે કે તમે એને એકવાર મળો પછી ભૂલી શકો નહિ. પણ એનાં સ્મરણોમાં હું રાચતો નથી. એ સ્મરણો મારી પરિસ્થિતિના અને સમાજના પૃથક્કરણમાં મને મદદરૂપ થઈ પડે છે. જીવનમાં સાંપડેલા થોડા અનુભવો પછી કહી શકું કે પ્રેમમાં નીતિની જાળ નાખી, અનીતિનાં માછલાં પકડવા જતાં, જાળ અને માછલાં હાથ આવે છે—પ્રેમ જતો રહે છે.

અલકા મને છોડીને જતી રહી એમાં અલકાનો શો દોષ? સંસ્કૃતિ યુગે યુગે બદલાય છે. સંસ્કૃતિ સનાતન સત્યો પર રચાયલી છે એ શ્રદ્ધા ડગમગતી જાય છે. પાંચ પાંચ પતિ છતાં સતી તરીકે આલેખાયેલી દ્રૌપદીના પગલે જવા માગતી આજની સ્ત્રીને આપણે શું કહીશું? આધુનિક સંસ્કૃતિ એને સતી કહેશે કે વ્યભિચારિણી? પોતાનાં પાંચ બાળકો પ્રત્યે સમાનભાવથી જોતી માતા આપણે કદાચ કલ્પી શકીએ; પાંચ પતિ તરફ સમાનભાવથી

ચાહવાનો દંભ કરતી પત્ની, મહાભારતના ભયંકર વિનાશનું કારણ બને એ પ્રકૃતિના નિયમાનુસાર નથી? અલકા પ્રકૃતિના પગલે ચાલી રહી છે. દૂધમાં સાકર ભળી જાય એમ નીતિમાં અનીતિ ભળી જતી હશે ત્યારે અલકાઓ જન્મતી હશે?

અલકા જેવી છોકરીઓ સમાજ માટે ભયંકર ખરી? પણ આ પ્રશ્નનો જવાબ આપણી સામાજિક ભાવના પર આધાર રાખે છે. સંપૂર્ણ આર્થિક સ્વતંત્રતા મળતાં સ્ત્રીનું જે વ્યક્તિત્વ બંધાશે એ વ્યક્તિત્વ, આવતી કાલના સમાજનું ઘડતર કરશે એટલું તો ચોક્કસ જ. સ્ત્રીની વિચારસરણીમાં ક્રાન્તિ ફેલાતી જશે અને એ ક્રાન્તિના તણખા જેટલે અંશે સમાજને બાળી શકશે, તેટલે અંશે સમાજનું પુનર્વિધાન થશે.

વિચારોના વંટોળમાં મગજ ઘૂમરીઓ ખાઈ રહ્યું છે; પણ અત્યારે વધુ લખવા જેટલી માનસિક અવસ્થા નથી. અલકાના પ્રસંગ કરતાં, આ પ્રશ્નમાંથી પ્રગટતા પ્રશ્નો મને વધુ મૂંઝવી રહ્યા છે. એ પ્રશ્નો મને એકલાને જ સ્પર્શતા નથી, આખા સમાજને વીંટી વળે છે. આનો નિર્ણય મારે કરવાનો છે, તારે કરવાનો છે, અને આપણે ન કરી શકીએ તો આવતી કાલને તો કરવાનો જ છે.

એ જ. સ્નેહાધીન

સરસિજ



૨૧

ઘેરથી કાગળ હતો. જીવકોર એકાએક માંદગીમાં પટકાઈ પડી હતી. સરસિજે ગમે તે હિસાબે ને જોખમે, માતા પાસે જવાનો નિર્ણય કરી લીધો.

ધાર્યા કરતાં આજે ગાડી ઘણી મોડી થઈ ગઈ હતી; એટલે સરસિજ સ્ટેશને ઊતર્યો ત્યારે નવ વાગી ગયા હતા. પોતાને ગામ જવાનો રસ્તો રાતના વખતે જોખમભરેલો હતો છતાંય રાત્રે ચાલી નાખવાનો એણે આગ્રહ રાખ્યો. જેમ જેમ ગામની ભણી એ ચાલતો થયો તેમ તેમ એ ગામ—પોતાની જનમભોમ—સાથે સંકળાએલાં અનેક સ્મરણોએ એના હ્રદયમાં પાસું ફેરવવા માંડ્યું. પણ અનેકવાર હારી ગએલા હતાશ જુગારીની એની મનોદશા હતી. એટલે સ્મરણો જાગતાં, ઝબૂકતાં અને ખરી પડતાં. બહાર અમાસની રાતનો અંધકાર જેટલો ગાઢ હતો એથીયે વિશેષ ગાઢ અંધકાર આજે એના જીવનમાં છાઈ રહ્યો હતો. ઘણાં વર્ષો પછી આવતો હતો એટલે રસ્તાની સૂઝ પડતી ન હતી. પણ રાત નીતરી હતી અને દિશાના

આધારે એ આગળ ચાલ્યો જતો હતો. પોતાના જીવનમાંથી સર્વસ્વ જતાં નિઃસહાય અને નિર્ધન બનેલા માનવીનું બધાય અપમાન કરતા જાય, એમ ભર્યાં ભર્યાં ખેતરોમાંનો પાક ઊતરી જતાં ઉનાળામાં લોકો ખેતરોને ચીરીને જતા આવતા; એટલે વાડમાં પડેલાં છીંડાંમાંથી રસ્તો કાઢી એ પાધરો જ નીકળી જતો. ગામડાની ઘડીઆળ સમાં પ્રહરે પ્રહરે બોલતાં શિયાળવાંના અવાજો કાનને અથડાઈ જતા અને એના શૂન્ય માનસમાં ક્ષણિક વર્તુળો જગાડી જતા. રસ્તો ફંટાઈ કોઈ ગામના પાદરને ઘસાઈને જતો ત્યારે ગામમાં બેઠેલી ભજનમંડળીના એકતારાનો અને મંજીરાનો અવાજ એના ભૂતકાળને ટપલી મારી જતો. વર્ષો પહેલાં પોતાના ગામને છોડી જવા જે સંકલ્પબળ એને શહેર તરફ ધકેલી રહ્યું હતું, એ સંકલ્પમાંથી મુક્ત બનતાં આજે એ ઝરણાની મુક્ત ગતિએ ઘર તરફ ડગ ભરી રહ્યો હતો. જીવનમાં એણે ઘણુંયે મેળવ્યું હતું; ઘણુંયે ગુમાવ્યું હતું. આજની સંસ્કૃતિમાં રહેલા વિષનું પાન કરનાર ભગવાન શંકર પ્રગટે ત્યારે તો ખરો; પણ આજની સંસ્કૃતિએ મારેલા ઝેરી ડંખનો ઉતાર એને પોતાના ગામ સિવાય આજે ક્યાંય ના લાગ્યો.

અંધકાર સૂમસૂમ કરી રહ્યો હતો. અંધકારના અનંત કોઠાઓને ચીરતો એ આગળ વધી રહ્યો હતો. એ અંધકારમાં પણ એ પોતાની માતાની તગતગતી આંખો જોઈ રહ્યો. એના વત્સલ હાથને માથે ફરે કેટલાં વર્ષો વહી ગયાં હતાં? ફાટફાટ થતા પોતાના મગજને શાંત કરવા, આજે એ હાથને એ ઝંખી રહ્યો હતો. જરા માથું દુઃખતું હોય ત્યાં તો 'બેટા, ઠીક નથી? લાવ તારું માથું દાબી આપું?' વગેરે વાત્સલ્યભર્યાં પ્રશ્નો પૂછી ક્ષણભર જગતને સ્નેહના અખંડ રસમાં ન્હાતું કરી મૂકતી એ મા આગળ, આજે એના જીવનની અંતિમ પળે કોણ હશે? કોણ એનો પડ્યો બોલ ઉપાડી લેતું હશે? કોણ એની માંદગીમાં સારવાર કરી ધન્યતા અનુભવતું હશે? કોણ એના હતાશ હૈયાને હૂંફ આપતું હશે? બિચારી, દુઃખી! જીવનભરની દુઃખી! બાપુ ગયા, દીકરો કપાતર પાક્યો, વહુના વલોપાત જોવા પડ્યા! વેતરું કર્યું—જિંદગીની આખરી ઘડીઓ સુધી પોતાનું અને પરાયું વેતરું કર્યું!

ન સુખનો દિવસ જોયો, ન ઘડપણના લ્હાવા લીધા ! ન દેવદર્શન કર્યાં ! પ્રભુ ! દુશ્મનનેય આવા દિવસો ના આપશો. આવા વિચારોમાં એનું મગજ ઠોકરો ખાઈ રહ્યું હતું. એવામાં એના આશ્ચર્ય અને આનંદ વચ્ચે એણે જોયું કે એના ગામની નદીની લગોલગ એ આવી પહોંચ્યો હતો. આ નદીનું પાણી પી એ મોટો થયો હતો. આ જ નદીમાં એ ન્હાવા આવતો. આ જ નદીમાં, કાંઠા પર ઉગેલા ઝાડની ડાળીએથી એ ધરામાં ભૂસકા મારતો. ચોમાસામાં ભરપટ્ટે વહેતી નદીમાં અત્યારે તો ઢીંચણ સુધીનું પાણી હતું. જાણે પોતાના સ્વજનને મળતો હોય એમ એણે પાણીમાં હાથ નાખ્યા, પાણી હલાવ્યું. કલ્લોલ કરતું કલકલ અવાજે પાણી નાચી રહ્યું. હાથનો ખોબો કર્યો, પાણી એણે ખોબામાં લીધું, પી ગયો. તરસ છીપી નહિ. ફરી ખોબો ભર્યો, ફરી પીધું. ધરાયો નહિ—પણ એકાએક એણે જે દૃશ્ય જોયું એનાથી એ સ્તબ્ધ બની ગયો. ખોબામાંનું પાણી નીચે ઢળી ગયું.

દૂર દૂર કોઈની ચિતા ભડભડ બળી રહી હતી. આસપાસનો અંધાર જાણે ગળી જવા આવતો હોય અને એને ડારવા હાથ મારતી હોય એમ ચિતાની લાલપીળી જ્વાળાઓ ઘડીમાં મોટી તો ઘડીમાં નાની થતી હતી. માનવજીવનના સનાતન પ્રવાસની અંતિમ કેડીસમો પ્રકાશ આજે એને પહેલી જ વાર ભયંકર જણાયો. 'લેતો જા, મને પકડવા દોડતો હતો ?' એમ માનવજીવને કહેતો, ઉપાલંભમાં અટ્ટહાસ્ય કરી તાંડવનૃત્ય કરતો પ્રકાશ આજે એને જગતવૈરી લાગ્યો. અંધકારથી વીંટળાએલો એ પ્રકાશ પાછો અંધકારમાં શમી જવા માગતો હોય તેમ ધીમે ધીમે ક્ષીણ થતો જતો હતો.

સરસિજના મનમાં અનેક શંકાઆશંકાઓ આવી ગઈ. કોની આ ચિતા હશે ? આ પ્રશ્ને એની નસમાં વહેતા લોહીને થીજવી નાખ્યું. લાંબો વિચાર કરે તે પહેલાં જ, ચાર પાંચ માણસોની વાતચીતના અવાજો એને કાને સંભળાયા. થોડી જ વારમાં એણે એ માણસોને પોતાની તરફ આવતા જોયા. એમની પાછળ એણે પણ ચાલવા માંડ્યું. પણ વાતચીત પરથી કંઈ સમજ

પડી નહિ. એમ કરતાં કરતાં બધા ગામની ભાગોળે આવી પહોંચ્યા, અને વડના ઝાડ નીચે ઊભા રહ્યા. એક જણ બોલ્યો 'ભગવાને સામું જોયું તો સારું કર્યું. ઘરડે ઘડપણ બિચારીએ ના દીકરાનું કે ના ધણીનું સુખ જોયું. છૂટી!' સરસિજે કાન સરવા કર્યા.

'હાસ્તો. છોકરો કપાતર પાક્યો ત્યારે ને! છતે દીકરે અગ્નિસંસ્કાર બીજાને હાથે પામી.'

નગારા પર ઝડપી દાંડિયા પડે એમ સરસિજના હૃદયના ધબકારા વાગી રહ્યા હતા.

'ભગવાન હવે કસ્તુરીનેય ઉપાડી લે તો સારું' બીજાએ કહ્યું.

'કસ્તુરી?' સરસિજ મનમાં બબડ્યો. 'જેની ભડભડતી ચિતા એણે જોઈ હતી એ પોતાની માતાની હતી? આખરે એને એ ન જ મળી શકયો? વિધિએ ન જ મળવા દીધો?' એના પગમાં રહ્યું સહ્યું બળ જતું રહ્યું અને એ ઢગલો થઈ નીચે પડ્યો હોત પણ પાસેની વડવાઈ એણે પકડી લીધી. ભૂતકાળમાં એક વખત આ જ વડ નીચે એ ઊભો રહ્યો હતો. આગે ડગ ભરતાં પહેલાં, ભર્યાં ભાદર્યાં ઘર તરફ છેલ્લી નજર નાખવા એ આ જ વડ નીચે અટકયો હતો. આજે એ જ વડ નીચે એ ઊભો હતો. કદાચ એ જ મનોદશામાં. જિંદગીમાંનાં અનેક વર્તુળોમાંનું એક વર્તુળ પૂરું કરી પાછો ત્યાં ને ત્યાં જ આવીને એ ઊભો રહ્યો હતો. આજે જ પોતાને ઘેર જવું એને ઠીક લાગ્યું નહિ. પોતાના એક ઓળખીતાના ઘર તરફ એણે પગ ઉપાડ્યા.



## ૨૨

**હરિતની નોંધપોથી :**

'જિંદગી એટલે અકસ્માતોની પરંપરા. જે દુનિયાને છોડી અહીંઆં આવ્યો, એ દુનિયાને જોડતાં પગથિયાં પાછાં અહીંઆં મળી ગયાં. મારું અહીંઆં આવવું, સરસિજના ગામની પાસે જ દવાખાનું ખોલવું, સરસિજની માતાની દવા કરવા જવું અને સરસિજનો પત્ર મળે તે પહેલાં સાંભળવું કે સરસિજ તો પરણેલો છે, અને જાણવું કે એની પત્ની તે બીજી કોઈ નહિ, પણ અખંડ ઉજાગરો કરી સાસુની સેવા ઉઠાવી રહેલી કસ્તુરી જ. જિંદગીને જેમ સમજવા પ્રયત્ન કરતો જાઉં છું તેમ હર વખતે નવા ને નવા વળ નીકળતા જાય છે. અલકા પણ અહીંઆં જ આવી. મુંબાઈથી નીકળતી વખતે મેં એને સરનામું ન આપ્યું હોત તો કેવું સારું! હું પણ મારી જાત સાથે કોઈ ભયંકર રમત તો નથી રમી રહ્યો ને?

એમ પણ સાંભળ્યું કે સરસિજ અહીંઆં છે. અલકા સરસિજને છોડી આવતી રહી એટલે કસ્તુરી પાસે એ આવ્યો હશે? પ્રાયશ્ચિત્ત કરવા? પ્રાયશ્ચિત્ત! કેવી સનાતન રમણીય ભ્રમણા!

કસ્તુરી અને સરસિજને ભેગા આણવાનો પ્રયાસ કરું? કે અલકા અને સરસિજ વચ્ચે તડજોડ કરી આપું? પણ અલકા તો મારા માટે આવી છે! કંઈ જ સમજણ પડતી નથી!'



## ૨૩

બીજે દિવસે સરસિજ પોતાને ઘેર ગયો ત્યારે બધું સૂમસામ હતું. કસ્તુરીને બધાંય ચાલ્યાં ગયાં હતાં. ઉપર આભ અને નીચે ધરતી એ સિવાય એને કોઈનો આશરો ન હતો. પોતાને જોતાં જ એના મોઢા પર આનંદની આછી રેખાઓ ઉપસી આવશે એમ એ માનતો હતો. આખરે તો સ્ત્રી. આખરે તો સ્ત્રીનું જ હૃદયને! મને જરૂર માફી આપશે. ગઈગૂજરી ભૂલી જશે. ઘરમાં જતા પહેલાં એ થંભી ગયો. એના પગમાં લોખંડની સાંકળો પડી હોય એમ એને ભાસ થયો. ઘરમાંથી અવાજ આવતો હતો. કસ્તુરી સાથે કોઈ વાતચીત કરી રહ્યું હતું.

'જો કસ્તુરી, સાંભળ. હવે તારું કોઈ રહ્યું નથી. તારી હઠ જવા દે. જીવકોરનો દા'ડોપાણી થઈ જાય પછી મારે ઘેર કામ કરજે અને આનંદથી રહેજે.'

'ના, મારે નથી આવવું.'

'તારે ખાઈશ શું? પેટનો ખાડો પૂરવા તો કંઈ જોઈશે ને?'

'એ મારે ફૂટી લઈશ. મારા હાથપગ ભાગી ગયા નથી!'

'તે એ હાથપગ જિંદગી લગી ચાલવાના નથી. કાલે ઊઠીને માંદી પડી તો તારી શી વલે થશે? પાણીનો ઘૂંટડો રેડનાર કોઈ પાસે નહિ હોય!'

'એની ચિંતા તમે શું કામ કરો છો? હજાર હાથનો ધણી માથે બેઠો છે.'

'હા, હા. એ બેઠો છે તેથી તો તારા આ હાલ થયા છે!'

'તે હશે. બધાય દિવસ કંઈ સરખા જાય છે?'

'હવે બધી આડીઅવળી વાત જવા દે ને; નહિ તો આ ગામમાં ને આ ઘરમાં રહેવું ભારે થઈ પડશે. તું હજી મને ઓળખતી નથી. હજી તો ડોસીનાં દા'ડોપાણી કરવાનાં છે. ઘરમાં તો ફૂટી બદામેય નથી, તારા પર દયા લાવીને તો આટલો વખત ઘરમાં રહેવા દીધી. બાકી આ ઘર તો કયારનું ય મારે ત્યાં ગીરો મૂકેલું છે. માનીજા, નહિ તો હમણાં ને હમણાં આ ઘરમાંથી નીકળવું પડશે.'

'તે નીકળીશ પણ તમારે ઘેર તો નહિ જ આવું.'

'જોઉં છું તું કેવી નથી આવતી તે' એમ કહી ઉશ્કેરાઈ ગએલો શેઠ આગળ વધ્યો અને કસ્તુરીનો હાથ પકડવા ગયો.

'ઘરમાંથી બહાર નીકળો, નહિ તો ફજેત કરીશ.'

'અરે ફજેત કરનાર મરી ગયા! તારા જેવી છોકરીઓને તો તે પહેલાં આ **મહાસુખશેઠે** કંઈ દૂધ પીતી કરી નાખી છે.'

'**મહાસુખશેઠ**—હં!—'**સરસિજ** મનમાં બબડ્યો.

'પણ તમે હજી મને ઓળખતા નથી'—એમ કહી કસ્તુરીએ શેઠને ધક્કો માર્યો અને શેઠ ચાર ડગલાં પાછા હઠી ગયા. હાથથી વાત જતી હતી એટલે શેઠે ગુલાંટ મારી:

'તો તારી મરજી. આ તો તારા ભલા માટે કહું છું. હવે તારું રહ્યું કોણ? બાકી રહેલી જિંદગીમાં આનંદ કર.'

'ના, મારે આનંદ નથી કરવો.'

'એ તો હમણાં એમ બોલાય છે. ઘડપણમાં હાથપગ ભાગી જશે તારે જ ખબર પડશે. માની જા, છોકરી. નકામી હઠ શા માટે પકડે છે?' એમ કહી શેઠ આગળ વધ્યા અને કસ્તુરીનો હાથ પકડવા ફરીથી પ્રયત્ન કર્યો. કસ્તુરીએ ફરીથી ઝાટકો મારી એ હાથ ઝૂંટવી નાખ્યો. શેઠનો ગુસ્સો સમાયો નહિ, અને જેવો કસ્તુરીના શરીર પર ધસવા જાય છે, તેવો જ પાછળથી સરસિજનો અવાજ આવ્યો. શેઠે પાછળ જોયું તો ઉંબરામાં સરસિજ ઊભો હતો.

'કોણ સરસિજ?' શેઠે ગલ્લાં તલ્લાં કરતાં કહ્યું, 'આવ્યો ભાઈ? ઠીક કર્યું, મોડો મોડો પણ આવ્યો. બધાંય મરી પરવાર્યાં અને આ ઉંમરે હવે મારે તારા ઘરબારની ચિંતા કરવી પડે છે.'

'હવે નહિ કરવી પડે કાકા.' સરસિજે સ્થિર અને મક્કમ અવાજે કહ્યું.

'એ તો તું આવ્યો એટલે મારા માથા પરનો ભાર ઊતરી ગયો. કેમ દીકરી કસ્તુરી?' શેઠે કસ્તુરી તરફ વિચિત્રપણે હસતાં કહ્યું અને છેલ્લે લાગ જોઈ તીર ફેંક્યું: 'ભાઈ, એકલો આવ્યો છે કે સાથે કોઈ...

'ના, એકલો જ છું.' સરસિજે શેઠના વાક્યને અધવચથી જ કાપી નાખ્યું.

'સારું, સારું. મારા મનમાં કે ઘણા વરસે પાછો આવ્યો એટલે આખું ઘર...

'ના, એવું કંઈ જ નથી.'

'તો તો સારું. એમ તો તારું ઘર ખાનદાન એટલે તારામાં એ ગુણો ઊતરે જ ને!'

'મારા ઘરની ખાનદાનીની ચર્ચા કરવાનો આ સમય નથી.'

સરસિજની બોલવાની ઢબ, એની સ્થિર શાંત આંખો, અને આખા ઘરને ભરી દેતું એનું વ્યક્તિત્વ શેઠ જીરવી શક્યા નહિ. સમયસૂચકતા વાપરી બોલ્યા, 'તારે જઉં છું ભાઈ. ઘેર જમવાનું કહેવા આવ્યો'તો;

પણ એ તો ના પાડે છે. મેણું તો થાય પણ કંઈ ખાધા વગર ચાલે છે? સમજાવજે; અને બધાં પછી ઘેર આવજો. પારકું ઘર ના માનતાં. આપણા ઘર વચ્ચે તો પેઢીઓનો સંબંધ છે. તમારે રાખવો હોય તો રાખજો, મારે હવે કાઢ્યાં એટલાં ક્યાં કાઢવાં છે? તારે જઉં છું હોં! બહુ મોડું થઈ ગયું' એમ કહી શેઠ જાણે કશું જ બન્યું ન હોય, દુકાને થતો સોદો જાણે નિષ્ફળ ગયો હોય એવી સ્વાભાવિકતાથી ચાલતા થયા.

પણ એ બે ત્રણ ડગલાં ભરી આગળ જાય તે પહેલાં તો સરસિજનો હાથ એમના ખભા પર પડ્યો. શેઠ ચમકી ગયા. પાછળ જોયું. સરસિજની આંખોમાં એણે અંગારા જોયા. નાસી જવાનું મન થયું; પણ પગમાં સીસું ભર્યું હોય એમ પગ ઊપડ્યા નહિ અને કંઈ બોલે તે પહેલાં તો સરસિજના બીજા હાથની સખત થાપડ શેઠના ગાલને ધણધણાવી ગઈ; અને શેઠની વધુ ખબર લેવાય તે પહેલાં તો કસ્તુરી વચ્ચે પડી અને સરાસજે શેઠને જવા દીધા.

શેઠના ગયા પછી ઘરના વાતાવરણ પર કારમી શાંતિની થપાટ વાગી ગઈ. સ્વસ્થ થતાં સરસિજને થોડી વાર લાગી. પહેલાં સરસિજ બોલ્યો: 'કસ્તુરી!'

'ઘણા વરસે ઘર સાંભર્યું?' કસ્તુરીએ સરસિજને અજાણ્યું ન લાગે એટલા પરિચિત અવાજથી જવાબ આપ્યો.

'હા, ઘરેય સાંભર્યું ને તુંય સાંભરી.'

'હું સાંભરી?' કસ્તુરીએ અશક્ય વાતને ગળે ઉતારવાનો પ્રયાસ કરતાં કહ્યું.

'હા, કેમ, તું ન સાંભરે?'

'મને શું પૂછો છો? તમારી જાતને એ સવાલ પૂછી જુઓ.'

'અલકા પણ આમ જ દલીલો કરતી ને?' સરસિજના મનમાં થયું; 'પણ બન્નેની દલીલો પાછળ રહેલો રણકો કેટલો જુદો છે? અલકાની દલીલો પાછળ બુદ્ધિ હતી, અહીંઆં હૃદય છે.'

'મારી જાતને એ સવાલ હું નથી પૂછતો કસ્તુરી. મારી જાત પર મને હવે વિશ્વાસ રહ્યો નથી. જાત પર ઘણો વિશ્વાસ રાખ્યો અને ખત્તા ખાધા.'

'આવું આવું તો અમે અભણ બોલીએ. તમારા જેવા ભણેલાગણેલા તે વળી આવું બોલતા હશે?' કસ્તુરી એટલી બધી સહજતાથી આ વાક્ય બોલી કે સરસિજને એ કટાક્ષ ન લાગ્યો. અજ્ઞાન અને નિર્દોષતાથી રંગાએલું એ વાક્ય એને ગમ્યું—અને ન પણ ગમ્યું.

'હા, કસ્તુરી, ભલભલા તારા પણ પાણીમાં ડૂબે છે. કિનારે ઉભેલાને પાણીમાં ડૂબવાનો ભય ક્યાંથી હોય?'

'એ બધું તમારૂં હું ના સમજું' સ્વાભાવિકપણે કસ્તુરીએ કહ્યું અને ઉમેર્યું: 'ઊભા કેમ રહ્યા છો? લો બેસો, ખાટલો ખેંચું.' સરસિજ ખાટલાની ઇસ પર બેઠો અને એની નજર ઘરમાં ફરી વળી. એક વખત માણસોના કલ્લોલથી ગાજતું ઘર આજે કેવું સ્મશાન જેવું લાગતું હતું! એમાં કોઈ ન હતું. હા, બે જણ હતાં,—પોતે અને કસ્તુરી—ખંડિત સ્વપ્નના ટુકડા જેવાં.' એનાથી વધારે વખત બેસાયું નહિ. ઊભો થયો. ઘરમાં બધે ફરી વળ્યો. ઘરમાંની ઘણીખરી વસ્તુઓ વેરણછેરણ પડી હતી. મંદવાડમાં કસ્તુરીથી ઘરની દેખભાળ રખાઈ ન હતી. પોતે છેલવેલો આવ્યો ત્યારે માતાપિતાની છબીઓ મઢાવી લાવ્યો હતો. એ છબીઓ પાસે જતાં એના પગ થંભી ગયા. એ વાત્સલ્યની મૂર્તિઓ આજે ન હતી. આજે એને ઠપકો દેનાર કોઈ ન હતું. એ બોલવાનો પ્રયાસ કરવા ગયો પણ ઘરની ભયાનક નીરવતાનો ભાર એની જીભ પર આવી ચઢી બેઠો. બધુંય ઘર ફરી વળી એની આંખો કસ્તુરી પર સ્થિર થઈ. અટૂલી, નિઃસહાય, આ અબળા, કયા સંકલ્પબળે અત્યાર સુધી ઝઝૂમતી એની સામે ઊભી હતી? જિંદગીના એક પછી એક આવી ગએલા ઝંઝાવાતોમાં, ઘડીમાં આમ ફેંકાતી તો ઘડીમાં તેમ ફેંકાતી આ સ્ત્રીમાં એવું તે શું હતું કે જે હજી સુધી જીવન્ત અને ચૈતન્યમય લાગતું હતું? આંખો બાકોરા જેવી ઊંડી થઈ ગઈ હતી. ગાલમાં ખાડા પડી ગયા હતા. સામે જાણે હાડકાનો માળો ઊભો હોય એવા શરીરમાં એવું શું હતું જે એને પડકારી રહ્યું હતું? એની જિંદગીનો હિસાબ માગી રહ્યું હતું? એને જોતાં કેમ અનુકંપા નહોતી આવતી? એને જોતાં પૂજ્યભાવ કેમ ઉત્પન્ન

થતો હતો? એ ભાવ વ્યક્ત કરવાની એનામાં શક્તિ હતી? ઉદારતા હતી? નિખાસલતા હતી? નિષ્ઠુર કાળની ઘાણીમાં કસ્તુરીનું જીવન કચરાઈ, છુંદાઈ ગયું હતું; છતાંય એના મોઢા પર રહેલી એક જાતની પ્રસન્નતા એ ઉવેખી શક્યો નહિ.

'ક્યારે જાવ છો?' આખરે કસ્તુરીએ પૂછ્યું.

'ક્યાં?'

'મુંબઈ.'

'હવે ક્યાંય જવાનો નથી. ધરતીને છેડે આવીને ઊભો છું. હવે ક્યાં જાઉં?'

'કેમ? હવે અહીંઆં કોણ રહ્યું છે તે તમારે રહેવું પડે?'

'કેમ, તું છે ને હજી?'

'હું? હું તો પહેલાંય હતી ને હમણાંય છું. મારે લીધે તમારે રહેવાની જરૂર ના હોય!'

'એમ કેમ બોલે છે, કસ્તુરી?'

'શું ખોટું બોલું છું? જે છે તે વાત કરું છું.'

'કસ્તુરી, હવે તું મને મ્હેણાં ના મારીશ.'

'ના, હું મ્હેણાં મારતી નથી, તમારા કાન ખોલું છું.'

'એટલે?'

'એટલે મારે માટે તમારે કંઈ જ કરવાની જરૂર નથી.'

'પણ હું કંઈ જ કરતો નથી. હું હવે અહીં જ રહેવા માગું છું.'

'અહીંઆં? આ ઘરમાં? આ ઘર આપણું નથી રહ્યું.'

'હા, આ ઘરમાં જ. આ ઘર પાછું મેળવીશ અને રહીશ.'

'એકલા?'

'એકલો કેમ? તું છે ને?

'એટલે મારી સાથે રહેવા માગો છો?'

'હા કસ્તુરી, તને મેં ઘણો જ અન્યાય કર્યો છે. કરેલાં કર્મોનું પ્રાયશ્ચિત્ત કરવા માગું છું.'

'પ્રાયશ્ચિત્ત કરવાનો સમય હવે જતો રહ્યો છે. અને મારી સાથે રહીને તમે શું કરશો? ગામના લોકો તમને આખા ને આખા ખાઈ જશે. મારી આબરૂ આ ગામમાં રહી નથી. ગામની નજરે તો મેં ઘણાં પાપ કર્યાં છે.'

'ગામના લોકોની મને કંઇ પડી નથી. પાપમાં હું માનતો નથી. મને ઠીક લાગે તે હું કરું છું; અને એ જ મારી નીતિ છે. હું તો અહીં જ રહીશ—આ જ ઘરમાં—અને તે પણ તારી સાથે જ.'

'પણ મારાથી હવે આ ઘરમાં રહેવાય એમ નથી. હું તમારી સાથે રહી શકું એમ નથી.'

'કારણ?'

'ખાસ કારણ કંઈ નથી. મારે હવે કાઢ્યાં એટલાં કાઢવાનાં નથી. દુ:ખમાં ઊછરી અને મોટી થઈ છું. દળણાં દળી દળીને પેટિયું ભર્યું છે. મારા માબાપના સંસ્કારો મારામાં ઊતર્યા અને થોડું ભણીગણી લખતી વાંચતી થઈ. એ સંસ્કારોએ મને અત્યાર સુધી ટકાવી રાખી છે. મારે હવે સુખ શું? ભલું થજો મારાં સાસુસસરાનું કે મને છાંયડો આપ્યો. નહિ તો મારે શું હતું? એમના સામું ભગવાને જોયું અને એ છૂટ્યાં. હું પાપી, તે મારા સામું ભગવાને ના જોયું. મનેય હવે ઉપાડી લે તો સારું.' એમ કહેતાં કહેતાં તો એની આંખમાં પાણી આવી ગયાં.

'પણ હું હજી જીવતો જાગતો બેઠો છું ને?'

'ભગવાન તમારું આયખું સો વરસનું કરે; પણ મારા ને તમારા લેખ જુદા છે. હું મ્હેણું નથી મારતી. તમે ભણેલાગણેલા, હું ગામડાની ગમાર—ઢોર

જેવી. તમારું જીવતર હું શું કરવા બગાડું? મને તો ભગવાન રોટલાનો ટુકડો ગમે ત્યાંથી આપશે. તમે તમારે આ ઘરમાં રહો અને સુખી થાવ.'

'કસ્તુરી, આ તું શું બોલી રહી છે? તારા વગર મારે આ ઘરને શું કરવું છે?'

'મારું અહીંઆં કશુંય ન હતું. હા, તમે ના આવ્યા હોત તો મરતા સુધી આ ઘરમાં રહેત. વૈતરું કરીને પણ ઘર પાછું મેળવત. મારે જીવતે જીવત આ ઘરને તાળું ના વાગત એની ગળા લગીની ખાત્રી આપું છું; પણ હવે તમે આવી ગયા છો. તમે ઘરના માલિક છો. તમારું છે તે તમને પાછું સોંપું છું' એમ કહી એ પાસેના ડામચિયા પર મૂકેલાં ગોદડાં નીચેથી ચાવીઓ લઈ આવી, અને સરસિજ આગળ ધરી.

'કસ્તુરી, મારે કશું જ જોઈતું નથી. મારે તો એટલું જ જોઈએ છીએ કે તું મારી સાથે રહે.'

'એમ તો કંઈ નેવે આવેલાં પાણી મોભે ચઢતાં હશે?'

'કસ્તુરી, મોભનાં પાણી હજી નેવે નથી આવ્યાં, મોભનાં પાણી હજી મોભે જ છે.'

'એ ભલે હોય. પણ એની સામે આડો હાથ હું દઈ શકું એમ નથી; તમે દઈ શકો એમ નથી; કોઈ એને અટકાવી શકે એમ નથી. એ પાણીને આવવા દો, ધરતી પર ઢળવા દો, નદીનાળાંને મળવા દો અને મારા જેવી કસ્તુરીઓને એમાં તણાઈ જવા દો. જગતને અમારી જરૂર નથી.'

'તારી જરૂર છે કસ્તુરી. જગતને તારી જ જરૂર છે. અમને—પુરુષોને તારા જેવી કસ્તુરીઓની જ જરૂર છે.'

'એ જરૂરત નથી, દંભ છે.'

કસ્તુરી શાંતિથી જવાબ આપે જતી હતી. તે સ્પષ્ટ શબ્દોમાં કહેતી નહોતી છતાંય સરસિજ સમજી શકયો કે એને કરેલો અન્યાય વીસરી, જિંદગીનું નવું પાનું ઉઘાડવાની કસ્તુરીની ઇચ્છા ન હતી. એ એને ચાહતી

ન હતી એમ પણ ન હતું. એના હૃદયમાં ચાલી રહેલું ઘર્ષણ એ જોઈ શકતો હતો. ભરજુવાન વયે, આ ઘરમાં જિંદગીનાં આટલાં વર્ષો વિતાવતાં એને માથે શું શું વીત્યું હશે, કેવી કેવી ભયંકર નિન્દાઓનો એ ભોગ થઈ પડી હશે! કેવા હીન પ્રપંચોને પાર કરી એ સહીસલામત તરી આવી હશે!—આ બધી કલ્પના કરતાં સરસિજને થયું કે પોતે તો એક ક્ષુદ્ર જંતુ છે. અને જ્યારે કસ્તુરીએ જણાવ્યું કે એ એની સાથે રહી શકે એમ નથી, ત્યારે એને ખાત્રી થઈ કે કસ્તુરી બીજી સ્ત્રીઓ કરતાં ઘણી રીતે જુદી પડે છે. એના જીવનને ઘડનારાં અને ટકાવી રાખનારાં બળો જુદાં છે. મનમાં ગડભાંગ કરતાં એણે કહ્યું :

'તો પછી તું જઈશ ક્યાં ?'

'દુનિયામાં મને કોઈ નહિ રાખે ? કામ કરીને રોટલો ખાવો છે ને ? કામને વફાદાર રહીશ તો બધુંય આવી ગયું. કોઈને ત્યાં દળણાં દળીશ, વાશીદુંપાણી કરીશ; અને બાકી રહેલું આયખું પૂરું કરીશ.'

'પણ અહીંઆં રહેવામાં તને વાંધો શો છે ? તને એમ લાગે છે કે હું તને છોડીને પાછો જતો રહીશ ?'

'હું એમ ક્યાં કહું છું ? અને જવા માગતા હો તોપણ મારાથી આડો હાથ કેમ દેવાય ? તમે તો ફરતારામ. દા'ડો અહીં ઊગે ને રાત બીજે પડે. તમને પુરુષોને શું ?'

'તમને પુરુષોને શું ?' આ સાદા વાક્યનો પડઘો એ સહી શક્યો નહિ.

કસ્તુરીએ આગળ ચલાવ્યું : 'અમારું હેવાતન તમારા હાથમાં અમે મૂકીએ, એ હેવાતનનું રખેવાળું કરવાનું તમે ભૂલી જાવ. ચૂડાચાંલ્લાની તમારે મન કિંમત ના હોય, કારણ કે તમને એ અમારા જીવતર પર મારેલાં થીંગડાં લાગે છે, જીવતરની ભાત લાગતી નથી. એને ભાંગી નાખવો કે ભૂંસી નાખવો એ તમારે મન રમત હોય ત્યાં બીજું શું થાય ? સવારના પહોરમાં નાહ્યા પછી કપાળમાં ચાંલ્લો કરતી સ્ત્રીના મોઢા પર રહેલા ભાવો કોઈ દા'ડો જોયા છે ? સ્ત્રીને ઓળખવા માટે સ્ત્રીના ચાંલ્લાને ઓળખવો જોઈએ, એની ચૂડીઓને ઓળખવી જોઈએ. હું ગમે ત્યાં જઈશ, મારા પર

ગમે તેટલું વીતશે તોય, તમે જીવતા છો ત્યાં લગી, મારાથી આ ચૂડો ભાગી શકાશે? આ ચાંલ્લો ભૂંસી શકાશે? તમે એને બજારૂ ચીજ ગણો—મારાથી એવું ગણાશે? અમારા શ્વાસ સાથે વણાઈ ગએલી આ વસ્તુઓને અમે કેમ કરી ઉશેટી દઈએ?'

'કસ્તુરી, એ ચૂડાને ભાગી નાખ, એ ચાંલ્લાને પણ ભૂંસી નાખ. હું જીવતો મરેલા જેવો જ છું.'

'એવું ના બોલશો. મરે ને તમારા વેરી! એવોય વખત હતો કે જ્યારે આ ચૂડાનો ભાર લાગતો, ચાંલ્લો અકારો લાગતો. પણ આજે સમજાયું કે એ તો જીવતરનો ભાર હતો. અમને સ્ત્રીઓને ચૂડાચાંલ્લાનો ભાર લાગશે ત્યારે દુનિયાનું સત્યાનાશ જશે. તે વખતે પુરુષોનું પરાક્રમ એને નહિ બચાવી શકે. ખેર! એવી આડી વાતોથી હવે શું વળવાનું છે? મનમાં થયા કરતું'તું, કે ખોળિયામાંથી જીવ ઊડી જાય તે પહેલાં એક વાર તમને મળી લઉં. એ આશા મારા ભગવાને પૂરી કરી. તમે પાછા આવ્યા. શા માટે આવ્યા? કોણે તમને મોકલ્યા? મારા માટે આવ્યા, કે મારાં સાસુની માંદગીને લીધે આવ્યા?—આ બધા સવાલો પૂછનારી હું કોણ? તમે તમારી મરજીના મુખત્યાર છો.'

'મરજીના મુખત્યાર!' 'પૂછનાર કોણ?' આ શબ્દોએ સરસિજના હૃદયને હચમચાવી નાખ્યું. 'જિંદગીમાં પૂછનાર હતાં તેમને ઉવેખ્યાં ત્યારે આ પરિસ્થિતિ ઊભી થઈ ને?' તે મનમાં બબડ્યો અને બોલ્યો: 'કસ્તુરી, મારા છતાં તું મારી સાથે રહે નહિ, ઘરમાંથી જતી રહે અને બીજાને આધારે જીવે, એમાં મારું કેટલું ખોટું દેખાય એનો વિચાર કર્યો છે ખરો?'

'બાપુજી માંદા પડ્યા અને ભગવાને ઉપાડી લીધા, બા માંદી પડી અને જતી રહી. એકલી કસ્તુરીને માથે એ વખતે શું વીત્યું હશે એનો તમે મુંબઈમાં રહી વિચાર કર્યો'તો ખરો? તમે મારા માટે પાછા આવ્યા છો? બાને ખાતર પાછા આવ્યા છો?—કે તમારા પોતા માટે પાછા આવ્યા છો?'

આ વાક્યો પાછળ રહેલી આખી પરિસ્થિતિથી કસ્તુરી પરિચિત છે કે શું, એ પ્રશ્ન સરસિજના મગજમાં આવીને ઝબકી ગયો. બધી વાતનો

એકરાર કરી દેવાનું એને મન થયું, પણ અટક્યો. વિચાર આવ્યો: 'તો તો પછી કસ્તુરી રહેતી હશે તોય નહિ રહે.' પણ જબરજસ્તીથી એ એને રાખવા માગતો ન હતો. એટલે એણે કસ્તુરીને પહેલેથી છેલ્લે સુધી બધી જ વાત કહી. કસ્તુરીએ શાંત ચિત્તે બધી વાત સાંભળી. વાત પૂરી થતાં જ કસ્તુરી અનેક સવાલો પૂછશે, અગર તો ગુસ્સામાં આવી કંઈનું કંઈ બોલી નાખશે એમ એણે ધાર્યું હતું; પણ એમાંનું કશું જ ન થયું એટલે એ બોલ્યો: 'કસ્તુરી, અત્યાર સુધી બનેલી બધી જ વાત મેં તને કહી નાખી છે. જેવો છું તેવો તારી પાસે આવ્યો છું. મેં ખોટાં જ પગલાં અત્યાર સુધી ભર્યાં છે, એમ કેટલાકને લાગે, કેટલાકને ન પણ લાગે. મારી બાબતમાં આવ્યું બન્યું, બીજાની બાબતમાં આવું ન પણ બન્યું હોત. શો વિચાર છે હવે તારો?'

'મારો વિચાર તો મેં તમને જણાવી દીધો છે. આ બધી વાત ન કરી હોત તો પણ ચાલત. મને આ ઘર ખાવા ધાય છે. મારાથી આ ઘરમાં રહેવાય એમ નથી.'

'બીજા ઘરમાં રહેવા જઈએ?'

'ના. હું સુખી નહિ થાઉં, અને કોઈને સુખી નહિ કરી શકું. મારો દુ:ખી ભૂતકાળ મને જંપીને બેસવા નહિ દે. બા જીવતાં તારે કહેતાં કે હું તો 'છપ્પરપગી છું, જ્યાં જઉં છું ત્યાં સત્યાનાશ વાળતી જઉં છું. તું આવી ને મારો દીકરો ગયો.' ના, હું તમને સુખી નહિ કરી શકું. મારા નસીબમાં સુખ લખાયું જ નથી. મેં જિંદગીમાં જરાય-સુખ અનુભવ્યું નથી એટલે સુખનો મને મોહ પણ નથી. મારામાં હવે રહ્યું છે શું? હરિતભાઈ કહેતા હતા કે મને ક્ષય લાગુ પડ્યો છે.'

'હરિતભાઈ? હરિતભાઈ કોણ?'

'હરિતભાઈ દાકટર છે. મુંબાઈથી આવ્યા છે. બાની દવા એમણે જ કરેલી ને? એવા ભલા આદમી છે, કે એક પૈસો સરખો પણ લીધો નથી.'

'એ ક્યાં રહે છે?'

'આપણા ગામની પાસે રહે છે. એમનું દવાખાનું અને ઘર એક જ છે. હું તો આજ છું ને કાલ નથી.'

'પણ મને વાંધો નથી પછી તારે મનમાં શા માટે આણવું જોઈએ?'

'તમારા મનમાં આવતું નથી, કારણ કે તમારું દિલ મોટું છે. પણ હું તો દુખિયારી રહેવા જ જન્મી છું. તમારી સાથે હું સુખી થઈશ એમ માનવાને કારણ નથી; અને હવે હું સુખ જોઈશ તો ગાંડી થઈ જઈશ. એ ગાંડપણ તમારી જિંદગીને જોખમમાં મૂકી દેશે. કેટલાક માણસો દુ:ખમાં સુખી રહી શકે છે. હું એમાંની એક છું.'

'તું શું આ બધો લવારો કરે છે?'

'એ લવારો તમારાથી નહિ સમજાય. એ લવારો સમજવા મારા જેવી કોઈ દુ:ખી સ્ત્રી જોઈએ. આ બધું હું તમને કેવી રીતે સમજાવું?' એમ કહી કસ્તુરીએ ચાલવા માંડ્યું, અધખોલું બારણું આખું ઉઘાડ્યું, ઉંબરા પર થોડીવાર એ ઊભી રહી, ચાલવા માંડ્યું, બારણા આગળ ખીલે બાંધેલી ગાયને ગળે હાથ ફેરવ્યો, અને આગળ ચાલવા માંડ્યું. ગાય બરાડી અને બોલાવતી હોય એમ ફરી ફરી બરાડવા લાગી. સરસિજ ઊભો થયો, ઉંબરા પર આવી ઊભો રહ્યો. કસ્તુરીને જોઈ રહ્યો. વડના ઝાડ નીચે આવી એ ઊભી રહી. ઘર તરફ છેલ્લી નજર નાખી. વર્ષો પહેલાં એ જ ઝાડ નીચે એ પણ ઊભો રહ્યો હતો. આમ જ એણે ઘરબાર તરફ નજર નાખી હતી. જેને છોડીને એ ચાલ્યો ગયો હતો એ બધાં જ આજે એને છોડીને જતાં રહ્યાં હતાં. એ ઉંબરામાં ઊભો જ રહ્યો; અને આ નવા માણસને જોતી ગાય, ખીલાની આસપાસ અસ્વસ્થ-પણે ફરી રહી.



## ૨૪

'તો પછી તારો શો વિચાર છે?' હાથમાં રહેલા પુસ્તકને ફેરવતાં ફેરવતાં અલકાએ કહ્યું.

હરિતે કંઈ જવાબ આપ્યો નહિ. અલકાએ અહીં આવ્યા પછી પોતાનો આખો ઇતિહાસ હરિતને સંભળાવ્યો હતો. એ ઇતિહાસ પરથી એને જણાવ્યું કે બન્નેનું લગ્નજીવન નિષ્ફળ જવા માટે એકલી અલકા જ જવાબદાર ન હતી, પરંતુ સરસિજનો પણ એમાં મોટો હિસ્સો હતો. એટલે અલકા સંબંધે એના મનમાં રહેલા ચોક્કસ ખ્યાલોને આંચકો લાગ્યો. સરસિજના જીવનને સુખી બનાવવા માટે અલકાએ પોતાની મૂળ પ્રકૃતિને કેટલી બધી કચરી નાખી હતી અને સરસિજને અનુકૂળ થવાનો પ્રયત્ન કર્યો હતો એ એની નજર બહાર ન રહ્યું. પણ સરસિજ અલકાને સાચવી ન શક્યો, કારણ કે, બન્નેની વચ્ચે કસ્તુરી આવીને પડી હતી. અને કસ્તુરીની વાત એણે આટલે સુધી છાની રાખી? પોતાને પણ ન જણાવી? અલકાને આમ ખુલ્લી રીતે એણે દગો દીધો? આ બધા વિચારો કેમેય કરી એ પોતાના

મગજમાંથી બહાર કાઢી શક્યો નહિ. આવી માનસિક અવસ્થામાં ફરી પાછો અલકાનો પ્રશ્ન અથડાયોઃ 'તારો શો વિચાર છે? કેમ જવાબ આપતો નથી?'

વિખરાઈ ગએલા વિચારોના મણકાને ગોઠવતાં ગોઠવતાં કહ્યું: 'આ બાબત મેં મારો નિર્ણય અનેકવાર તને જણાવી દીધો છે.'

'છતાં તારી વાત મારે ગળે ઊતરતી નથી. તારી દલીલો મારાથી સમજાતી નથી.'

'અહીંઆં જ તારી ભૂલ થાય છે. હું એને દલીલો કહેતો જ નથી. આ પ્રશ્ન જ એવો છે કે એમાં દલીલો કર્યે આરો જ ન આવે. આમાં તો આંખ મીંચીને ઝંપલાવવાનું જ હોય, પછી આ પાર કે પેલે પાર.'

'તો પછી એમ કેમ કરતો નથી?'

'એમ જ કરી રહ્યો છું. ફેર એટલો જ છે કે તું તારી જાતને ઓળખે એ ખાતર આખી પરિસ્થિતિ તારી આગળ રજૂ કરી રહ્યો છું, જેથી મારી સાથે લગ્ન કરવાનો વિચાર તું માંડી વાળે,'

'શા માટે માંડી વાળવો જોઈએ? તું મને ચાહતો નથી?'

'ચાહું છું અલબત. પણ એનું પરિણામ લગ્નજીવનમાં જ આવવું જોઈએ એમ હું માનતો નથી.'

'કારણ?'

'દાખલો તારી નજર આગળ જ છે.'

'પણ એ માટે હું જવાબદાર છું? બધી વાત તો મેં તને કહી નાખી છે. સરસિજનું મારા તરફ કેવું વર્તન હતું એ પણ મેં તને જણાવી દીધું છે. આ બધું જાણ્યા પછી પણ તું જો મને જવાબદાર ગણતો હોઉં તો મારે કહેવું જોઈએ કે તું સ્ત્રીજાતિનો કટ્ટર દુશ્મન છે, તું દંભી છે. સરસિજથી હું છૂટી પડી એથી મને દુઃખ થાય છે એમ માનવાને જરા પણ કારણ નથી. આનો અર્થ એવો નથી કે સરસિજ માટે મારા હૃદયમાં પ્રેમ નથી

પણ મેં જે પગલું ભર્યું છે એ પગલું અયોગ્ય છે, અથવા તો સરસિજને અન્યાયકર્તા છે એમ મને જરાય લાગતું નથી.'

'પણ હું તારો દોષ કાઢતો જ નથી. સરસિજ વિષે મેં જે જાણ્યું છે એ પરથી તો સરસિજ જવાબદાર હોય એમ લાગે છે.'

'સરસિજ વિષે તેં શું જાણ્યું છે?' અલકાએ આતુરતાથી પૂછ્યું.

'તને ખબર નથી?'

'ના, મને ખબર હોય તો હું તને જણાવ્યા વિના રહું નહિ?'

'તો પછી સાંભળી લે. સરસિજ તારા તરફ વિચિત્ર વલણ રાખતો હતો, વગેરે તેં જે વાત કરી એનું કારણ એ હોઇ શકે કે સરસિજ પરણેલો છે.'

સરસિજ પરણેલો?'

'હા, હા. સરસિજ પરણેલો છે અને એની પહેલાંની પત્ની હયાત પણ છે.'

'તો પછી એણે મને વાત કેમ ના કરી? મારા હૃદયની, મારા સૌભાગ્યની એણે આમ ઠેકડી કેમ ઉરાડી?'

'કદાચ એ તારા હૃદયને આઘાત આપવા નહિ માગતો હોય.'

'હૃદયને આઘાત આપવાનો પ્રશ્ન લગ્ન પછી ઊભો થાય છે. લગ્ન કરતાં પહેલાં એણે મને બધી વાત કેમ ના કરી?'

'આ પ્રશ્નનો જવાબ હું આપી શકું એમ નથી.'

'આ પ્રશ્નનો જવાબ તારે આપવો પડશે, સરાસજે આપવો પડશે, આખી પુરુષજાતિએ આપવો પડશે. સ્ત્રીના જીવન સાથે આવી ખતરનાક રમત રમવાનો પુરુષને અધિકાર નથી.'

'અલકા, આમ ઉશ્કેરાઈ જવાથી વાતનો નિકાલ આવવાનો નથી. તારા આ પગલા માટે મારે કંઈજ કહેવાનું નથી. સરસિજને છોડી ચાલી આવી તેથી પહેલાં કરતાં અત્યારે તારા તરફનો મારો પ્રેમ કે આદરભાવ ઓછો થયો છે એમ માનવાને પણ કારણ નથી.'

'મને હવે કોઈના પ્રેમ કે આદરભાવની જરૂર નથી. મને એટલું જ દુ:ખ થાય છે કે સરસિજ મને સમજી શક્યો નહિ. મારી જેમ એણે હૃદય કેમ ખુલ્લું કરી દીધું નહિ? એ તો ગળે પથરો બાંધીને સંસાર તરવા માગતો હતો; અને એમ કરવા જતાં એ ડૂબ્યો, અને મને પણ ડૂબાડી. એણે મારામાં અવિશ્વાસ કેમ રાખ્યો? એણે મને વાત કહી હોત કે એ પોતે પરણેલો છે તો તે વખતે કંઈ રસ્તો તો નીકળત ને? મેં એક સ્ત્રી થઈને બીજી સ્ત્રીની જિંદગી બરબાદ કરી?'

'પણ એમાં તારો વાંક નથી. તું ક્યાં જાણતી હતી કે સરસિજ પરણેલો છે?'

'પણ કસ્તુરી તો માનતી જ હોવી જોઈએ ને કે વસ્તુસ્થિતિ જાણવા છતાં મેં સરસિજ સાથે લગ્ન કર્યાં? હું શું કરું હરિત? ક્યાં જાઉં?'

'મારી તો બુદ્ધિ બ્હેર મારી ગઈ છે. મને તો કંઈ રસ્તો સૂઝતો નથી.'

'એક રસ્તો છે.'

'શો?'

'કે હું કસ્તુરી પાસે જાઉં, અને એની આગળ બધું કબૂલ કરી દઉં કે બહેન, સરસિજે મારી સાથે લગ્ન કરવાની હા પાડી ત્યારે એ પરણેલો છે, એ વાત કરી જ ન હતી. તારું જીવન બગાડવામાં મેં જરાય ભાગ ભજવ્યો નથી. તારી આવી સ્થિતિ કરવા માટે હું જરાય જવાબદાર નથી. તું મને માફ કર. હું એને વિનવીશ. હું એની માફી માગીશ.'

'પણ એમ કરવાથી કસ્તુરીનો બગડેલો ભવ સુધરવાનો નથી.' હરિત પાટા પર ગાડી લાવી રહ્યો હતો.

'એનો બગડેલો ભવ સુધારવા હું બનતો પ્રયાસ કરીશ. એના ખાતર ભોગ આપીશ. એની મરજી હશે તો હું સરસિજને ત્યાં પાછી રહીશ; એને પણ મારી સાથે રાખીશ. અમે બન્ને સુખ અને શાંતિથી જીવન વિતાવી શકીશું.'

'અલકા, આ તું શું બોલી રહી છે? તારું દિલ આટલું બધું દરિયાવ હશે એની મને અત્યારે જ ખબર પડે છે. ચાલ, તો પછી ઢીલ કરવામાં કંઈ જ ફાયદો નથી. આપણે સરસિજને ત્યાં જવું જ જોઈએ.'

બન્ને જણ સરસિજને ત્યાં પહોંચ્યાં ત્યારે માથે હાથ દઈ, સરસિજ ખાટલા પર બેઠો હતો. અલકા અને હરિત, બારણામાં આવીને ઊભાં રહ્યાં ત્યાં સુધી એને ખબર પડી નહિ. હરિતે ધીમેથી બૂમ પાડી ત્યારે જ એનું ધ્યાન ખેંચાયું અને બન્નેને શૂન્ય આંખે જોઈ રહ્યો.

'કસ્તુરી ક્યાં છે?'. તુરત જ અલકાએ પ્રશ્ન કર્યો.

'અલકા, તારે જેટલું વેર લેવું હોય એટલું લઈ શકે છે.'

'હું અહીંઆં વેર લેવા નથી આવી. મારા પ્રશ્નનો મારે જવાબ જોઈએ છીએ.'

'કસ્તુરી ક્યાં છે એની મને ખબર નથી.'

'તને ખબર નથી?' હજી જૂઠું બોલવાનું તેં છોડયું નથી?'

'અલકા,' હરિતનો ડારતો અવાજ આવ્યો, 'સરસિજને ડામ દેવા આપણે અહીંઆં આવ્યાં નથી.'

'પણ હું શું કરું? હજી પણ એ મારી સાથે રમત રમી રહ્યો છે. હજી પણ કસ્તુરી ક્યાં છે એ બતાવવા તૈયાર નથી.'

'પણ કસ્તુરી ક્યાં છે—અત્યારે ક્યાં છે—એની મને જરાય ખબર નથી. હા, થોડા વખત પહેલાં તે અહીંઆં હતી.'

'તો પછી ક્યાં ગઈ સરસિજ? તું એને જતી રોકી શક્યો નહિ? તેં એને શા માટે જવા દીધી? મારે એની આગળ ખુલાસો કરવો હતો.'

'ખુલાસો તો મારે કરવાનો હતો.'

'તારે ખુલાસો નહિ પણ એકરાર કરવાનો છે. મારે કહેવાનું છે કે મેં એના જીવનને જાણીબૂજીને બરબાદ નથી કર્યું. હું નિર્દોષ છું. મારે એને

બધી વાત કરવી છે. એના જીવનમાં ફરીથી સુખનો સૂરજ ઊગે એ મારે જોવું છે. એ તારી સાથે રહી શકે છે. તું એની સાથે રહી શકે છે. હું તમારા બેની વચ્ચે હવે નહિ આવું. આ જાણ્યા પછી તો નહિ જ આવું.'

'અલકા, હવે તો થવાનું હતું તે થઈ ગયું. કસ્તુરી, સદાને માટે આ ઘર છોડીને ચાલી ગઈ છે.'

'પણ ક્યાં ચાલી ગઈ? હું એને શોધી લાવીશ.'

'હવે એને શોધવા જવામાં કંઈ ફાયદો નથી. એ મારી સાથે રહી શકે એમ નથી.'

'એ એકલી તારી સાથે ન રહી શકતી હોય તો હું એની સાથે રહીશ—બન્ને બહેનો હોય એમ. હું એને જરૂર સમજાવી શકીશ.'

'એ બધું હવે નકામું છે. કસ્તુરી આ ઘરબાર—બધું છોડીને જતી રહી છે. એ હવે પાછી નહિ આવે.'

'તો પછી મારા પાછા આવવાનો કંઈ જ અર્થ નથી. હું પણ જઈશ.'

'ક્યાં જઈશ?'

'હું પણ મારી જાતને એ જ પ્રશ્ન પૂછી રહી છું' અને હરિત ભણી મોઢું ફેરવી બોલી, 'ક્યાં જઈશ, હરિત?'

હરિત મૌન રહ્યો. અલકાએ આગળ ચલાવ્યું: 'હરિત, તને યાદ છે? એક વખતે તેં મને કહ્યું હતું—'અલકા, ભવિષ્યની અમર્યાદ આશાઓ આપતા કેટલાય યુવાનોની કારકિર્દી તેં રદ કરી છે. તેઓના યૌવનને પોષી, ખીલાવી, નીચોવી, ફંગોળી દીધું છે; અને એમાં તે આનંદ માન્યો છે. કોઈ પણ પુરુષના પુરુષાર્થને પકડમાં રાખવાનું સ્ત્રીઓને અભિમાન હોય છે એ સમજી શકાય એવી વાત છે; પણ તેં એ પુરુષાર્થની પાંખો કાપી નાખવામાં ગુમાન માન્યું છે. પુરુષની પ્રતિભાનો વધ કરી એને હથેલીમાં નાચતો કરવામાં તેં તારી સ્ત્રીજાતિની ધન્યતા અનુભવી છે. આજે હું પૂછું છું હરિત, મારી પાંખો કોણે કાપી? આજે કોણ કોનું રમકડું બની ગયું? તમને

બન્નેને સંતોષ થયો? તમારા પુરુષત્વને સંતોષ થયો? તમારી પુરુષત્વની ભાવના પોષાઈ?' આમ કહી અલકાએ ચાલવા માંડયું.

'કયાં જાય છે?' સરસિજે પૂછયું. એના અવાજમાં કરુણતા હતી, લાગણીનો થડકો હતો. અલકા અટકી, બોલી :

'ખબર નથી; પણ અંધારામાં નહિ અટવાઉં. જીવનમાં સર્વસ્વ હારી ચૂકેલ માનવીને બહુ વિચાર કરવાનો હોતો નથી. જઈશ પાછી—મારી દુનિયામાં પાછી—કોઈ પુરુષને રમકડું બનાવીશ. કોઈ પુરુષના પુરુષાર્થની પાંખો કાપીશ. એની કૌવતના કટોરા પીધા કરીશ. સમાજે મને સુધરવાના સંજોગો ન આપ્યા એમાં હું શું કરું? સમાજમાં પાછી જઈશ. એ ગંધાતા સમાજને વધુ ગંધાતો કરીશ. એમાં ખદબદી રહેલા કીડાઓને પાળીશ, પોષીશ, કચડી નાખીશ—જરૂર પડશે તો. હવે ગભરાવાની જરૂર નથી. શા માટે? હજી મારું યૌવન કયાં ઓસરી ગયું છે? કોઈ પણ પુરુષગીધની આંખોને આકર્ષવા એ સમર્થ છે. જયાં સુધી જુવાન છું ત્યાં સુધી ગભરાવાની જરૂર નથી. હવે મારે માટે એક જ કાળ છે—વર્તમાન.' અને હુરિત સામે જોઈ બોલી: 'હુરત જાઉં છું.'

'આવ અલકા, હવે કયાંય જવાની જરૂર નથી' હુરિતે કહ્યું અને હુરિતે લાંબા કરેલા હાથમાં અલકા સમાઈ જાય તે પહેલાં સરસિજ બન્નેની નજર આગળથી ખસી ગયો.



નંદકુમાર પાઠકકૃત

# સંવેદના

ડેમી પાનાં : ૧૨૪ (કાવ્યસંગ્રહ) મૂલ્ય દોઢ રૂપિયો

**કેટલાક અભિપ્રાયો :**

"શ્રી નંદકુમારનાં કાવ્યોમાં કુમાશ, ક્યાંક મધુરવેદના, ક્યાંક હતાશ, ક્યાંક આછાં આશાકિરણો અને લગભગ સર્વસ્થળે અદીઠ શક્તિ ઉપરનું અવલંબન દેખાય છે. એમનાં ગીતો અને કાવ્યમાં સુંદરતા જળવાઈ છે, શબ્દો ખાલી ખોખા જેવા નથી લાગતા અને સંસ્કૃત શબ્દોનો છૂટથી ઉપયોગ થયો છે છતાં ક્લિષ્ટતા ભાગ્યે જ દેખાય છે. આ સરલતા કાવ્યોને સામાન્યજન સુધી પહોંચાડવામાં મદદરૂપ બનશે જ. ગેયકાવ્યો સહેલાઈથી ઝીલાય એવાં છે. કોઈનાયે કંઠમાં સ્થાન પામી શકે એવું માધુર્ય અને એવી લયધારા ગીતોમાં છે. આ કાવ્ય-પુસ્તકને અમે સત્કારીએ છીએ"

**જન્મભૂમિ**—(તા. ૫-૧૧-૪૨)

"બીજા કોઈપણ નવા કવિના કરતાં આ કવિમાં વૈવિધ્ય ઓછું જણાશે, એમનું કાવ્યજગત સંકુલ પણ જણાશે, પણ એ મર્યાદાઓમાં રહી એમણે સાધેલું ઊંડાણ એ સંકુલતાને ઈષ્ટતા અર્પે છે. **પ્રજાબંધુ**—(૧૭-૧-૪૩)

"નવી કવિતાના ધબકારા એમની કવિતાએ ઠેરઠેર ઝીલ્યા છે. એમનામાં ઊર્મિ, વિચાર, કલ્પના ત્રણેય છે. એમનાં ગેય કાવ્યોમાં પણ કુંળો મીઠો ભાવ, મંજુલ લયગૂંજન અને અદોષ પદાવલિથી કેટલાંક તો ખરેખર આકર્ષક બન્યાં છે. એ કવિતાનો પ્રકાશ હવે ચાલુ જ રહો અને વધુ મનોરમ, વધુ તેજસ્વી અને વધુ ચિરંતન બનો" —**બુદ્ધિપ્રકાશ**

# આપણા નેતાઓ

ક્રાઉન : ૬૪ (રેખાચિત્રો) યુસુફ મહેરઅલી

**કેટલાક અભિપ્રાયો** અનુ : **નંદકુમાર પાઠક**

"રાષ્ટ્રપતિ આઝાદથી માંડીને જયપ્રકાશ નારાયણ સુધીના 'આપણા નેતાઓ'નાં નાજુક રેખાચિત્રો શ્રી મહેરઅલીની મિતાક્ષરી પણ સિદ્ધહસ્ત કલમે આ પુસ્તકમાં આલેખાયાં છે. શ્રી. નંદકુમાર પાઠકનો અનુવાદ પણ સરળ અને સુવાચ્ય છે." —**દાંડીઓ** (૩-૮-૪૪)

"શ્રી. યુસુફ મહેરઅલીકૃત Leaders of India નો ભાઈ નંદકુમાર પાઠકે કરેલો આ અનુવાદ સરલ વાચન પૂરું પાડે છે."—**પ્રજાબંધુ** (૧૦-૯-૪૪)